# લલનાની લીલા.

અથવા

## રમણી-રહસ્ય.

Reg. no. 284

બાર આના.



# લલનાની લીલા

અથવા

# રમણી-રહસ્ય.

સંગ્રહ કરી પ્રગટકર્તા

બુકસેલર, મણીલાલ ભાઈશંકર વ્યાસ

ઠે. સ્ટેશનરોડ. બેગમપુરાની આમલીશેરી-સુરત.

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. ૧૯૨૫ પ્રત. ૨૦૦૦.



**કીંમત બાર આના.**

# નમ્ર નિવેદન.

આ રસપૂર્ણ વાર્તાના પુસ્તકને માટે કાંઇ વધુ કહેવાનું હોયજ નહિં. એ માંહેની વાર્તાઓ જુદા જુદા નામે જુદા જુદા રૂપમાં પ્રગટ થઇ જનસમાજની પ્રીતિ પામી ચુકેલ હોવાથી એ સર્વ એકત્રિત કરી વાંચકવૃંદના લાભાર્થે હમોએ પ્રગટ કરી છે. હમારા તરફથી **રતનચંદ શેઠની** એક વાર્તા. વાર્તાનું વણ સાચવવા ખાતર તદ્દન નવિનજ ઉમેરાઇ છે. એ વાર્તામાં **"વનીતાને વહાલી વાત."** એ યુક્તિથી ગુણવતી-રૂપસુંદરીનો ધર્મ સાચવી રાખવા પ્રયત્ન કરી તેને પાપપૂંજમાં પડતી બચાવે છે. એટલીજ એમાં નવિનતા છે. તો પણ એ સંપૂર્ણ નવિનતા તો નથીજ. છતાંએ **"કોઇની નાડી અને કોઇની ગાડી"** લઈ વ્હેલ તૈયાર કરવા જેટલી નવિનતા તો છેજ. એમાં બીજી બુકો કરતાં વધારે સરળતા, ચોખ્ખી છાપ, અને સચવાય તેટલી બુકની સુંદરતા સાચવી વાંચક વર્ગની રૂબરૂ અમે રજુ કરીએ છીએ. આશા છે કે હમારા તરફથી તૈયાર થતી બુકોને આજ લગણ જેટલો લોકઆદર મળ્યો છે તેટલો આને પણ મળશેજ. **સુજ્ઞેષુ કિં બહુના.**

**સી. એમ. શાહ**

# લલનાની લીલા

-: અથવા :-

# રમણી-રહસ્ય.





જે સમયમાં આપણે ત્યાં રેલ્વે ન્હોતી, તાર કે ટેલીફોન નોહતાં, પત્ર વે'વાર માટે પોષ્ટઓફીસો નોહતી તે વખતે આપણાં દેશમાં કાચ્ચુ સોનું ઉછળતું હતું. લક્ષ્મિની લિલાલહેર હતી, વ્યાપાર ધંધો અને હુન્નરકળાથી દેશ આબાદ હતો, આપણો વેપાર પગ રસ્તે અને જળમાર્ગે ધમધોકાર ચાલતો હતો, પ્રજા મોટે ભાગે સુખી આનંદી અને ઉદ્યોગી હતી અન્નકણુની લીલા લહેર હતી. જનસમુહ દરેક રીતે સુખી અને સંતોષી હતો. આપણી વાર્તાનો પ્રારંભ તે સમયનો છે.

રત્નપૂર નગર ધંધાર્થીઓના ધામ માટે તે સમયમાં પૂર્ણ પ્રખ્યાતી પામેલું હતું, આખા નગરમાં રત્નો ઉછળતાં હતાં-એવી નગરની સમૃધ્ધિ હતી, પગરસ્તે તેમજ જળમાર્ગે વ્યાપાર કરનારા-

ઓમાં–વણીકવર્ગ વધુ આગળ પડતો ભાગ લેતો હતો. તે સર્વમાં તે વખતે શેઠ રતનચંદ એક પ્રખ્યાત મોટા વેપારી તરીકે પંકાયલા હતાં. શેઠને ત્યાં ઘરનાં સેંકડો વ્હાણો હતા નોકર–ચાકર, મ્હેતા–ગુમાસ્તા, વીગેરેનો સુમાર નહોતો. શેઠને ઘેર અઢળક લક્ષ્મિ હતી, તે વખતમાં શેઠ રત્નપૂરના કુબેર ભંડારી હતા, એમ કહીયે તો તે કાંઇ ખોટું કે'વાય નહિ. આમ શેઠ સર્વ વાતે સુખી છતાં જાતે અને જીવે એકલાં હતાં, પણ વ્યાપાર અને ધનપ્રાપ્તિનો લોભ કદી તજતાં નહિ હાલ શેઠની ઉમ્મર લગભગ પચાશ વર્ષની ભરતીમાં હતી. શેઠની બીજીવારની પત્ની થોડોક વખત થયાં દેવલોક પામી હતી. શેઠની સ્થીતી અને શાખ સારી હોવાથી, શેઠને ફરી–પણ કન્યા મેળવવા માટે મહેનત કરવા જેવું નહોતું છતાં, શેઠનું વ્યાપારી મગજ એ બાબદ પર જાજું લક્ષ આપતું નહિ, પણ કહેવત છે કે " **શ્રીમંતના સો સગા** " શેઠનાં સંબંધમાં આવતા દરેક માણસો શેઠને એ માટે,–ટોકતાં એવી ટોકણીને વશ થઇ શેઠે ફરી લગ્ન કર્યું–શેઠની આ ત્રીજી વખતની પત્નીનું નામ **રૂપસુંદરી** હતુ, **રૂપસુંદરી** નામ યથાર્થજ હતું. **રૂપસુંદરી**–રૂપ–રૂપ–ની–સુંદરી હતી. બ્રહ્માએ નવરાશની વેળાએ ઘડી કાડેલી–તે રૂપ પ્રતીમા હતી. **રૂપસુંદરી** ઉમ્મર યોગ્ય હતી. સોળ પૂરાં થઇ સતરમું વર્ષ બેસી ચુક્યું હતું. લગ્ન થતાં, તુરતજ શેઠના ગૃહરાજ્યનો કરોભાર **રૂપસુંદરીના** શીર પર પડયો હતો, **રતનચંદ** શેઠનું ગૃહરાજ્ય રૂપરૂપની–રાણી રૂપસુંદરીથી પ્રકાશવા લાગ્યું હતું;

જુજ સમયનો પરીચય છતાં શેઠ શેઠાણીનો પ્રેમ દીનપરદીન વધવા લાગ્યો. જેમ મીનને જળવિણુ ચાલે નહિ. જેમ બપૈયાને મેઘ વગર ચાલે નહિ. તેમ શેઠ ને શેઠાણી વગર અને શેઠાણીને શેઠ વગર

ઘડીભર પણ ચાલતું નહોતું એવી બન્નેમાં એકસરખી પ્રીત હતી. સોનામાં સુગંધ મળ્યા જેવો યોગ હતો. શેઠ પુત્રની કામનાવાળા હતા શેઠાણી પતિની ભાવનાવાળા હતા, શેઠાણી રૂપ રૂપમાં મણી હતાં શેઠ રૂપસુંદરીના ધણી હતાં-શેઠ વ્યાપાર ધંધાથી પંકાયલા હતા શેઠાણી રૂપ ગુણથી અંકાયલા હતા, આખા રત્નપૂરમાં આ જોડુ સુખી હતું. આયુગલનાં સુખની મનુષ્ય લોકને તો શું! દેવને પણ ઇર્ષા આવતી પ્રેમ પંથનાં આ બન્ને પંખિડા હતાં. સ્નેહસાગરના એ બન્ને જીવડા હતાં. બન્નેનું જીવન એકમેકમાં ઓતપ્રોત થયલું હતું. ઘડીભરનો વિયોગ સહન કરવાની કોઈની ઇચ્છા ન હતી. ઘડીભરનો વિયોગ-વેઠવા શકિત પણ નહોતી. પણ દૈવની ઇચ્છા કાંઇક જુદીજ હતી. શેઠ જળમાર્ગનાં ધંધામાં લાખ્ખોનું સાહસ ખેડતા હતા. આ વખતની સફરમાં પણ લાખ્ખો રૂપીયાનો માલ કંચનનગરની પોતાનીજ બીજી પેઢીપર વિશ્વાસુ માણસની દેખરેખ સાથે મોકલ્યો હતો. આ વખતની સફરમાં મોટો લાભ મળે એવી આશા હતી. કંચનનગર-રત્નપૂરથી જળમાર્ગે લગભગ દોઢ માસના રસ્તાપર હતું-વહાણો ગયાં ને લગભગ બે અઢી માસ થઇ ગયા હતા. પણ સુખરૂપ પહોંચ્યાનાં સમાચાર લઇ હલકારો (કાસદ) આવ્યો નહતો, આથી શેઠ કાંઈ ચિંતાતુર રહેતા હતાં.

વખત જતાં કાંઇ વાર લાગતી નથી. બીજાં દશેક દીવસ એમનાં એમ પસાર થયાં. સહવારનો વખત હતો. શેઠ રતનચંદ ઓટલે બેસી દાતણ કરી રહ્યાં હતાં, એટલામાં કંચનનગરથી કાસદ આવી પહોંચ્યો, શેઠે કુશળ વર્તમાન પુછ્યાં-કાસદે જવાબમાં આંખમાં ઝળઝળીયાં આણી-એક વાંસની ભુંગળીમાંથી કાગળ કાઢી શેઠના હાથમાં આપતાં કહ્યું. બાપુ આપનાં પુનથી શરીરે તો સાજા તાજા છીયે. બાકી બીજું

તો વાંચી જુવો, શેઠ ઉંચે જીવે દાતણુ પડતું મુકી કાગળ વાંચવા માંડયો કાગળમાં લખ્યું હતું કે—

"કંચન નગર દશેક કોશ દુર હતું ને અકસ્માત નડયો છે!"
"ભયંકર વાં વાઝોડામાં આખોએ કાફલો સપડાયો. ટંડેલો એ જીવપર"
"આદરી બચાવ કર્યો. પણ બધીએ મહેનત ફોગટ ગઇ. માલ"
"અશબાબ ભર્યાં સાતે વહાણો સમુદ્ર તળીએ હોમાઇ ગયા છે. આઠમું"
"ખાલી વ્હાણુ તથા બેચાર શીવાય બધાય ટંડેલ-ખલાશી વીગેરે"
"સાથે હું કંચન નગર આવી પહોંચ્યો છું, હયાં પણ "દાઝયાપર"
"ડહામ" જેવી સ્થીતી થયલી છે. પેઢીનું મુળ મકાન માલમતા"
"અને તમામ રાચરચીલા સાથે બળી ભસ્મીભુત થયું છે. દફતર"
"ચોપડાએ બચવાં પામ્યા નથી. હયાંના માણુશોએ નવી જગ્યા"
"રાખી વહીવટ શરૂ કર્યો છે. પણ દફતર-ચોપડા નાશ પામવાથી."
"દેણુદાર અને લેણુદાર બન્ને સિધો જવાબ આપતાં નથી. શાખને"
"બટ્ટો લાગે એવી કફોડી સ્થીતી છે માટે તમો દેખત કાગળે"
"જરૂર પૂરતો અવેજ તથા દીવાળી આખરનાં હીશાબનું દફતર લઇ"
"અત્રે પધારો કે જેથી આબરૂ બની રહે. હમો બધાએ હયાં મુંઝાઇ"
"રહયા છીયે માટે તરત આવો જેમ બને તેમ ઉતાવળે આવો"
"રસ્તે સંભાળીને આવશો."

કાગળ વાંચતાજ **કંચન નગર** જવાં **રતનચંદ** શેઠે મનમાં નક્કી કર્યું. થયલું નુકશાન શેઠને વિશાદમાં નો'તું-પણ પેઢીની આબરૂ-! આબરૂનો સવાલ મોટો હતો લાખ-જાય-તો ભલે-પણ-નાક-ન જવું જોઇએ. જવાની તૈયારી કરવા હુકમ આપી દીધો. બધીએ તૈયારી થવા માંડી—જવું એ નક્કીજ હતું પણ સવાલ એ હતો કે રૂપસુંદરી

ને મુકીને કેમ જવાય? રૂપસુંદરી વગર એટલો વખત કેમ રહેવાય? રૂપસુંદરી રૂપમાં સુંદર હતી, યૌવનથી સુંદર હતી-ગુણમાં એ સુંદર હતી-પણ છેવટે એ સ્ત્રી હતી. એને મુકીને જવું એ ઠીક નહતું-સાથે લઇ જવાય! એમ નહોતું, જવાનો વખત થયો,

શેઠ જવા તૈયાર થયા, **રૂપસુંદરીએ** દબાતા રદયે ને ભીની આંખે-વ્હેલા આવજો કહી રજા આપી, શેઠે યોગ્ય શાન્તવન આપતા છેવટમાં કહ્યું કે-હું જેમ બનશે તેમ ઉતાવળે આવીશ-તારા વગર ઘડી-ભર પણ મને ગમવાનું નથી. એ નક્કી છે હું ન છુટકે-જાઉં છું-અને તે પણ-તને મુકીને-મારી ગેરહાજરીમાં-તું-મારી અને તારા માબાપની અને આ તારાં દેવ દુર્લભ રૂપની-એ બધાની આબરૂ રાખજે. તું યુવતી છે, હું વૃદ્ધ છું-વૃદ્ધ થવા આવ્યો છું, એ છતાંએ ફરજને અંગે તને એકલી છોડી હું દુર જાઉં છું માટે આટલુ કહેવું પડે છે, આખું એ ઘર. ધન દોલત તારી સંભાળ નીચે છે-જેમ બનશે તેમ વ્હેલો આવીશ, પણ એટલો વખત-મારા પ્રેમને ખાતર મારી આબરૂને ખાતર તું તારાં મન પર કાબુ રાખજે. મનને કદી વીહવળ કરીશ નહીં-એટલા બ્હાર પગ ન કહાડીશ-પરપુરૂષનાં પરીચયથી દુર રહેજે, ટુંકમાં-કહું-છું કે સાધ્વીનાં ધર્મનું એટલો વખત-જરૂર પ્રતિપાલન કરજે, ભર્યું ઘર તારાં તાબામાં છે તે સંભાળજે, કોઇ વખત કંઈ કામની જરૂર હોય-દીવશે કે રાતે વખત કે કવખત કાંઇ પણ કામની જરૂર પડે, કંઇ વાતની ગુંચવણ હોય તો તે માટે બીલકુલ મુંઝવણ ન રાખતાં-ઘરની ઘરડી દાસી-**ગુણવતી**ને પુછજે ગુણવતી ને કહેજે, ગુણવતી-મારી ધાવામા છે-એ મારી ધર્મ માતા છે. મેં એ કેટલીકો વાર એની સલાહ લઇ કામ કર્યું છે-**ગુણવતી**

ગુણનો ભંડાર છે. આબરૂ અને સ્વમાનને ખાતર મરી ફીટનારી છે. સલાહ આપવામાં મીત્ર જેવી છે. મનની કે ઘરની ગુપ્ત વાત-સાંભળી-તેને છુપાવી રાખવામાં-ત્રીજોરી જેવી છે માટે-તું જરૂર જે કાંઈ કામકાજ કરે-અરે-પાણી પીએ-તે પણ-તેને પુછીને પીજે ટુંકમાં દરેક કામમાં તેની સલાહ લેવા ચુંકતી નહી. હું તેને પણ યોગ્ય ભલામણ કરતો જાઉં છું. શેઠે શેઠાણીને યોગ્ય શબ્દોમાં શિખામણ રૂપી વાતો કહી. રજા લીધી જતાં જતાં **ગુણવતીને** કહ્યું કે, ગુણવતી તમે મારી ધર્મ માતા છો- વહુ-તે તમારા ધર્મપુત્રની પત્ની છે, તે યુવાન છે-સુંદર છે-નવોઢા છે, એ તમો જાણો છો-હું જરૂરી પ્રસગે બહારગામ જાઉં છું. હું આવું ત્યાંસુધી એની-નીતી ઉપર દેખરેખ રાખજો, એવું કશુંએ નથી. છતાં જુવાની દીવાની છે રૂપછે-યૌવન છે, લક્ષ્મી છે અને એકલી છે માટે આટલી વાત લજ્યા ત્યાગી તમોને કહું છું; મારાં કુળની આબરૂનું રક્ષણ તમારે કરવાનું છે. હવે હું જઈશ, શેઠ **ગુણવતીની** આશીષ લઈ વીદાય થયા...............

શેઠને ગયાને બે દીવસ વિત્યાં ચાર વિત્યાં. અઠવાડીયું ગયું મહિનો થયો-બિચારી **રૂપસુંદરી**--શેઠનાં વિયોગમાં નીર વીનાની માછલી માફક ઝુરવા લાગી, તેને બેસતાં ઉઠતાં ખાતાપીનાં કશામાંએ આનંદ દેખાતો નહિ. ખાવાપીવાનું અને પહેરવા હોડવાનું શેઠના વિયોગમાં ઝેર જેવું લાગવા માંડયું !

લગભગ **વસંત** રૂતુ આવી પહોંચી હતી. ઝાડપાલ નવપલ્લવન થવા લાગ્યાં હતાં. પૃથ્વી પર વસંતનો પટ પથરાયો હતો, આકાશમાં વસંતનો પટ છવાયો હતો. વિયોગી વામાઓ વિરહમાં વ્યાકુળ થવા લાગી-વસંતનો મધુર પવન કુણાં હૃદયને ડોલાવવા લાગ્યો. રૂપસુંદરી

અતિરૂપવતી. બુદ્ધિમતિ. હતી છતાં સ્ત્રી હતી. પ્રમદાની બુધ્ધિ પાનીએ એ કહેવત અનુશાર-સરખી-સાહેલીઓ, આડોશપાડોશના નરનારીઓ, વીગેરેને નીરખી રૂપસુંદરીનું મન ચંચળ થવા લાગ્યું, શેઠના છેવટના શબ્દો, (ઓટલાં બ્હાર પગ ન કહાડીશ,) વારંવાર યાંદ આવતાં આજ લગણુ તો તે શબ્દ પળ્યા, પાળ્યા, પણ હવે એનું શું કારણુ ? મને એમ શા માટે કહ્યું હશે? એમ કરવામાં શું ખોટું છે? ઘરમાં ગોંધાઇ કેમ રહેવાય ? એમ તે વીચારવા લાગી...... ......... ......

સંધ્યાનો સમય થવા આવ્યો હતો, અસ્ત પામતાં સુર્યના આછાં સોનેરી કીરણોથી ભૂમી અવનવું તેજ પ્રસરાવતી હતી. પવનની મંદ મંદ લહેરોથી ઓઢેલાં આછા સાળુનો છેડો કાંઇક ઉડૂ ઉડૂ થઇ રહ્યો હતો. ગુલાબી રંગની સંધ્યા. વસંતનાં મંદ મંદ પવનની ગુલાબી સુરખી સાથે ગુલાબી ગૌર વદનવાળી ખીલતાં ગુલાબની કળી માફક યૌવનના ભારથી લચી રહેલી રૂપરૂપની સુંદરી-રૂપસુંદરી આ વખતે એકલી અગાશીમાં ઉભી ઉભી વિચારી રહી હતી કે એઓ એ મને એમ શામાટે કહ્યું હશે કે-( ઓટલા બ્હાર પગ ન કહાડીશ ) શું મારાં માટે એમને કાંઈ કુશંકા હશે ? શું એઓ વ્હેમી હૃદયના હશે ? હશે ! આજ લગણુ તો એમની આજ્ઞાને અનુસરી ઘરમાં ને ઘરમાં ગોંધાઇ રહી, બારણા બ્હાર શું છે. તેનો વિચારે કર્યો નહિ પણુ હવે તો હું અકળાઇ રહી છું. શું હું, કેદી છું. શું હું પાંજરે પુરાયલી પંખીણી છું. કે મારી સ્વતંત્રા આમ લુંટાઈ જવા દઉં. આજે, હયાં અગાશીમાં ઉભા રહેવાથી કેવો આનંદ થાય છે, નગર-જનો આનંદ કરી રહ્યા દેખાય છે; નવાં નવાં રંગબેરંગી વસ્ત્રો પહેરી લોકો, સ્ત્રી પુરૂષ બાળકો હરીફરી રહ્યાં છે. કોઇ જાય છે, આવે છે,

હસે છે. બોલે છે, એઓ પણ મનુષ્ય છે. હું એ મનુષ્ય છે. એઓ-નામાં જીવ છે. મારાંમાએ જીવ છે મારામાં શું નથી કે, મારી સ્વતંત્રા પર આમ બંધન પડે! મને શામાટે એમ કહ્યું હશે કે, એટલા બ્હાર પગ ન કહાડીશ? ............ ............ .........

આમ વિચારતી **રૂપસુંદરી** અગાશીની પાળ પર એક હાથ ટેકવી બીજે હાથે પહેરેલાં વસ્ત્રનો, પવનથી ઉડતો છેડો પકડી ઉભી ઉભી નગરલીલા નીરખી રહી હતી, ઘડીકમાં નગર ને, ઘડીકમાં નગરનાં વિશાળ રાજમાર્ગને, ઘડીમાં અસ્ત પામતા સુર્યને ઘડીમાં, દુર દુર ઘુઘવાતા સમુદ્રના નીરને જોઇ કંઇક આનંદ કંઇક ઉદ્વેગનાં મિશ્ર આવેશમાં ઉભી હતી, બરાબર આજ સમયે અગાશીની સામી બાજુની સડકપરથી એક નવયુવાન ઘોડેસ્વાર ચાલ્યો આવતો તેણીએ જોયો. **રૂપસુંદરી** સહસા એકી ટસે તેના સામુ જોઇ રહી-એ કોણ હશે, અહા શું! એનું રૂપ. શું એનું ગૌરવદન એમ પોતાના મનને પ્રશ્ન કરતી આવતા યુવાનને ધારી ધારી જોઈ રહી હતી.

તે યુવાન તેના ધ્યાનમાં મગ્ન હતો. આછા કેશરી રંગનો માથે ફેટો બાંધેલો, સફેદ દુધ સમું કસકસતું અંગરખું પહેરેલું; લગભગ ત્રીશેક વરશની ઉમ્મર, ગૌરહસતું ગુલાબી વદન, અને દરેક રીતે મન-મોહક ચહેરા વાળો આ યુવાન કોણ હશે? એજ વિચારતી **રૂપસુંદરી** તેને એકી ટશે જોઇ રહી હતી. **રૂપસુંદરી**ની બુધ્ધી ભ્રષ્ટ થઇ. પ્રબળ કામવાસના તેના અંતરમાં તરવરી આવી. આહ! આશું! મારૂં રૂપ યૌવન શા માટે? આમ એકલી ઝુરવા, !!!

તે યુવાન ઘોડે સ્વાર લગભગ સંપૂર્ણ રીતે દેખાય. ઓળખાય એટલો નજીક આવિ લાગ્યો, સહસા તે યુવાનની દ્રષ્ટિ અગાશીપર

૫૨૦૮૯.



ઉભેલી **રૂપસુંદરી** પર પડી ચાર આંખો પળભર એક થઇ. જાણે વિજળી નો ચમકારો થતો હોય તેમ તે યુવાન ખચકાયો, એકાએક અનઇચ્છાએ ઘોડાની રેન ખેચાઈ ગઇ, અગાશીમાં ઉભેલી **રૂપસુંદરી** એ, પોતાનો કનળ જેવો હાથ કોણ જાણે કેમ લાંબો કર્યો! જાણે તે યુવાનને સંબોધતી હોય-કહેતી હોય. કે ઉભાં રહો! એજ પળે એજ સમયે, **ગુણવતી** રૂપસુંદરીને શોધતી ઉપર અગાશીમાં આવી. **રૂપાં રૂપા** મા આજે આશું! અગાશીમાં શીદ ઉભા છો નીચે પધારો સંધ્યા થવા આવી; કદી નહિ ને આજે તમે અગાશીમાં-એમ આવતાંજ પુછ્યું.

**રૂપસુંદરી**—ખાલી ઘરમાં ગોંધાઈ રહેવું ગમતું નથી એઓ ગયા તે દીવશથી મને દીવશ ખાવાધાય છે, ખાલી મન મનાવવા હું હયાં ઉભી. પણ **ગુણવતી** મા જરા આમ જુવો ને આ કોણ છે પેલા ઘોડાપર બેસી જાય છે તે?

ગુણવતી એ સ્વભાવિક અગાશીની નીચેની સડકપરથી જતાં તે યુવાન ઘોડે સ્વારપર નજર નાંખી કહ્યું:—હશે કોઇપણ રસ્તે જનાર આપણે શું, આખું નગર મનુષ્યથી ભર્યું છે. **રૂપસુંદરી**-પણ મા તમે એને ઓળખો છો! શું એનું રૂપ! એ તે માણુશ કે દેવ.

**ગુણવતી**-અડધો સવાલ ખાઇ જતાં બોલી-**રૂપા**-આપણે પારકી શી પંચાત, પારકા માણુસનાં રૂપને અને તામરે શું? ચાલો ઘરમાં પધારો.

**રૂપસુંદરી**—અગાસી પરથી ઉતરી ઘરમાં આવી-ફરી પાછું **ગુણવતીને** પુછ્યું-મા-એ કોણ હશે! **ગુણવતીએ** ફરી જવાબ આપ્યા, હશે કોઇ રસ્તે જનાર, આપણે પારકાને ઓળખવાની શી જરૂર.

**રૂપસુંદરી**-ના-ના-જરૂર તો નહિજ, પણ મારે કાંઇક એવું કામ છે. એ કોણ છે તે તો કહો,

ગુણવંતી-પણ તમારે શું કામ! કામ હોય તો કહો-તમારૂં જે કામ હોય તે હું કરીશ, શેઠની ગેરહાજરીમાં પારકા પુરૂષની આપણે શા કામ તજવીજ કરવી! રૂપસુંદરી ચૂપ થઈ—

કલાકેક વિત્યો રાત પડી-તે આખી રાત રૂપસુંદરીએ. વિચારમાંને વિચારમાં ગાળી. આજે નિંદ્રા દેવીએ રૂપસુંદરીથી. રૂષણું લીધું હતું

*** *** *** *** *** *** *** ***

બીજા દીવસનો સુર્ય ઉગ્યો-નિત્યકર્મથી પરવારતાં-વળી ગુણવતીને રૂપસુંદરીએ કહ્યું-મા-તમે એક મારૂં કામ કરશો,

ગુણવતી-કેમ નહી.

રૂપસુંદરી—ત્યારે મને કહોને એ કોણ? ક્યાં રહે છે,

ગુણવતી—રૂપા. તું મારી દીકરી જેવી છે-આ ઠીક ન કહેવાય, પારકા માણુસની પડપુછ માટે આટલું ચિત્તપરોવી રાખવું એનું શું કારણુ?

રૂપસુંદરી—મા ગુણવતી. તમારાંમાં મારો પુરો વિશ્વાસ છે શેઠે પણુ જતા જતાં મને કહ્યું હતું-કે-કાંઇ પણ કામ હોયતો ગુણવતીની સલાહ લેજે, તેથીજ તમને ફરી ફરી હું પુછું છું. છતાં તમે મારાં ઉત્તરનો જવાબ નથી દેતાં-શું **તમે સ્ત્રી છતાં સ્ત્રીનું હૃદય સમજતાં નથી!**

ગુણવતી-રૂપસુંદરી. રૂપસુંદરી. હું તમારૂં હૃદય સમજું છું. મેં વર્ષ કહાડયાં તે પાણીમાં નથી ગયાં. મને દુનિયાનો અનુભવ તમારાં કરતાં વધારે છે, પણુ આ બાબદ તમારાં નામને. તમારાં માબાપના નામને અને તમાંરાં બન્ને કુળની કીર્તીને કાળો ડાઘ લગાડે તેવી છે. માટેજ તમોને હું જવાબ નથી આપતી. હવે તમેજ વિચારો કે હું તમારૂં હૃદય સમજું છું કે નહિ? તમે જરા શાન્તિ રાખો. થોડા દિવસમાં શેઠ આવી પહોંચશે. તેઓ કાંઇ લાંબો વખત ત્યાં રહેવા ના નથી.

મીથ્યા સુખને અર્થે શા માટે ધર્મ-ગુમાવવાના વિચાર કરો છો. આજે તમોને આ વિચારો આવે છે પણ વખત જતાં એ વિચારો-વિકારોને વશ થશે, એ વિકારોને વશ થવાથી તમારાં બન્ને લોક બગડશે. તમારૂં નામ કિર્તી-કલંકવાળા થશે. માટે તમો તમારાં મનને કાબુમાં રાખો. સહનશીળતા રાખતા શીખો. નકામા વિચારથી દુર રહો.

રૂપસુંદરી-ગુણવતી મારૂં હૃદય તમે સમજ્યા છો ? ખરી વાત છે. મારૂં શીર તમારે ખોળે છે, તમારી શિખામણ અમૃતરૂપ છે. છતાં મારે માટે નકામી છે. મારી અને મારાં બન્ને કુળની આબરૂ તમારાં હાથમાં છે. મારૂં કામ તમે કરો. મારાં સલાહકાર બનો. સહાયક બનો મારાથી મારા અંતકરણપર કાબુ મેળવાય તેમ નથી. હું તમારો ગુણ ના ભુલીશ, મારે તમોને વધુ કહેવું નથી. તમે બધુ સમજ્યા છો. મને રસ્તો બતાવો. નહિ તો મારી પાસે છેવટનો રસ્તો છે, હું તે કરીશ. કાલે તમો મને જીવતી ન જુવો, મારા હૃદયમાં શું થાય છે તે હું જાણું છું. તમે તે સમજો છો—

" ગુણવતી અતી બુદ્ધિમતી હતી. ગુણવતીએ વિચાર્યું કે આ પત્થર પલળે તેવો નથી. શેઠનું લુણ પેટમાં છે, માટે કાંઈ પણ યુક્તી કરવીજ જોઇએ એનો આવેશ નરમ ન પડે ત્યાંસુધી એની "હાજીહા" કરવામાં માલ છે નહિ તો, કાંઇ પણ વાંકુ વસમુ થશે ? અને તેમાં પણ મને નિમીત તો આવશેજ. માટે કોઇ પણ રીતે એને હાજીહા કરી હાથ રાખું. શેઠનું લુણ હરામ કરવું નથી. તેમ એને પણ ધર્મ ભ્રષ્ટ થવા દેવી નથી."

ગુણવતી-હા, હું સમજું છું-પણ એક વાતનો મોટો વિચાર આવે છે-પાપ કોઇ દીવસ ઢાંક્યુ રહેવાનું નથી. ચોરી ચાર દીવસ

અને છીનાળી છ દીવશ, પાપ મોભે ચઢીને બોલશે-એવું થાય, ત્યારે તમારી-અને-મારી આબરનું શું ? કારણકે તમો ગમે તેવા પણ નાદાન છો, દુનિયાનો અનુભવ લીધો નથી-તમારામાં કુડ કપટ નથી. માટે-હું તમોને દુનિયાના અનુભવની કાંઇ થોડી ઘણી-વાતો કહું-અને તે તમે ધ્યાનમાં લઇ કંઈ અનુભવી થાઓ-તો-તમારૂં કામ બને. મે ઘણી દીવાળી જોઇ છે. દુનીયાના ઘણા રંગઢંગ જોયા-સાંભળ્યા છે.

**રૂપસુંદરી**-તેમાં મારી ના નથી. તમે જે કહો તે સાંભળવા અને કહો તે પ્રમાણે વર્તવા હું તૈયાર છું.

**ગુણવતી**-એ કાંઇ એક બે બોલમાં કે એક બે દીવસમાં કહી દેવાય તેમ નથી, "**એ વાતો તો વિદ્યા છે,**"-પાપી બન્યા છતાં સતિપણું સિધ્ધ કરી બતાવવાની કુંચી છે-તે કાંઇ એકે દહાડે શિખાય તેમ નથી. તમને શીખ્યા જાણ્યા વગર-આગળ પગલું ભરવાની હું સલાહ આપું તેમ નથી.

**રૂપસુંદરી**—હું તમારી વાતને મળતી છું, તમારી વાત સાંભળવા આતુર છું પણ તમે તે વાતો કેવી કહેવા માગો છો તે તો કહો.

**ગુણવતી**-એ બધીએ-"**લલનાની લીલા**"નીજ વાતો છે. કેટલીક લલનાઓ જુદા જુદા સંજોગામાં જાણી બુજીને પાપમાં પ્રવૃત થયલી અને તે પાપ સંપુર્ણપણે દીવાની જયોત માફક દેખતી આંખે પકડાયલું; છતાં તે ચતુર લલનાઓએ, સતિપણાની સાબીતી આપી દેખતી આંખમાં ધૂળ નાખવાની ચતુરાઇ ચલાવેલી હતી. તેને લગતી છે. એ વાતો સાંભળવાથી તમારી ચતુરાઇ ખીલી નીકળશે. હીમ્મત અને સાહસ આવશે. આફત વખતે અનુભવ હશે, તો આબરૂ જળવાશે અને જશ કાયમ રહેશે. માટે જે જે લલનાઓ જારી-વીજારી

રમતા પકડાઈ ગઇ છતાં. જગતની આંખે ઉંધા પાટા બંધાવી સતીપણું સાબીત કરી બતાવ્યું, તેની વાતો હું જાણું છું તેટલી વાત તમોને કહું તે સાંભળી વીચારો. પછી તમે કહો તે કામમાં તમોને મદદ કરવામાં મને વાંધો નથી. તમારામાં તે **"લલનાની લીલા"** એ જાણી સાહસ કરી **"રમણી-રહસ્ય"** છુપાવી રાખવાની શકિત આવે. ફૂટેલો ઘડો સાંધવાની ચતુરાઇ આવે, ફાટેલું ચીર સાંધવાનું શાણપણ આવે, એટલે પછી તમારા કામમાં સાહાયક થવામાં મને વાંધો નથી.

**રૂપસુંદરી**—તો ત્યાં સુધી હું ધીરજ ધરીશ, ગુણવતી-ગુણવતી તમેજ મારાં ગુરૂ. મને **"લલનાની લીલા"** કહો. હું જાણું તો ખરી કે કોણ અને તે કેવા પ્રસંગે પાપ કરતાં પકડાઇ જાહેર થવા છતાં સતીમાં પંકાઇ. તેના પાપ પર કેવી રીતે ઢાંક પીછોડો થયો. તે મને કહો મારામાં એ વાતો સાંભળી એટલું સાહસ આવશે તોજ હું એ રસ્તે જઇશ નહિ તો તમે જેમ કહેશો તેમ તમારી આજ્ઞા પાળીશ. પછી કંઇ છે.

**ગુણવતી**—ના. પછી કાંઇ હરકત જેવું નથી. હું તમોને આજ રાતથીજ તે વાતો કહેવા માંડીશ. તમે તે ધ્યાન દઈ સાંભળશો. જ્યારે બધી એ વાતો પુરી થશે ત્યારે હું તમોને કહીશ કે હવે તમે સુખે તમારૂં ધાર્યું કરો.



## વિરસિંહ તથા તેની લલના-રૂપમંજરીની વાર્તા-



વિ રસીંહ નામનો એક રજપૂત-અકલ્લે જરા અધુરો-હતો, તેને **રૂપમંજરી** નામની ધણી ચતૂર સ્ત્રી હતી. તેનું મન વ્યભિચાર ઉપર દોડયું. એક દીવસ તે રજપુતાણી બહાર જતી હતી, તેવામાં તેની નજર નગરશેઠના છોકરા ઉપર પડી, તે બન્નેની આંખ મળી અને તેમને દોસ્તી થઈ. તે જુવાનથી- તે સ્ત્રીની તો વૃત્તિજ ખશી ગઇ. અને જયારે જયારે તે રસ્તે થઇને પોતે જતી હતી, ત્યારે ત્યારે શેઠની હવેલીનાં સામું જોતી હતી. તેણે એક દીવસ લાગ જોઇ સાન કરી-તેને નદી ઉપર બોલાવ્યો અને કહયું કે હું તારા ઉપર આશક પડી છું માટે મારી સાથે દોસ્તી બાંધ. છોકરો ચતુર હતો પણ વાણીયાની જાત એટલે તેનામાં સ્વભાવીક રીતે હીમ્મત ન હતી, તે બોલ્યો કે જો તારો પતી જાણે તો મારૂં માથું કાપી નાંખે, અને મારી સ્ત્રી રાંડે. મારૂં સઘળું દ્રવ્ય અકારંજ જાય અને મારા માબાપ ભીખ માંગે; માટે એવી વાત હું સમજતો નથી, આથી **રૂપમંજરીએ** તેને ધીરજ આપી કહયું કે મારા ધણીને હું પરદેશ કાડું તો કેમ? પછી તમને કોઇ વાતની હરકત છે? એ સાંભળી તેણે તે વાત કબુલ કરી એટલે **રૂપમંજરી** તેની રજા લઈ પોતાના ઘર આગળ આવી અને પોતાના ધણી **વિરસીંહને** પરદેશ મોકલવા માટે વઢવા લાગી કે તમે કાંઇ ઉદ્યમ કરતા નથી તો આપણું પુરૂં શી રીતે થશે? પેટે વસ્તાર પડશે તો તેનાં ખર્ચ ખુટણ શી રીતે કાઢશો? ધણીએ કહ્યું કે હું શું કરૂં? **કાંઈ ભણ્યો નથી કે કોઇની ગુમાસ્તી કરૂં,**

સ્રીએ કહ્યું તેની તમારે ફીકર કરવી નહીં. એમ કહી થોડેક દુર એક કાગડો બેઠો હતો, તેને ઝડપ લઇ પકડી લાવી. અને તેના પગ બાંધી તેના ધણીના હાથમાં આપ્યો અને કહ્યું કે આ તમે વેચવા જાઓ, એના હજાર રૂપીઆ જો કોઈ આપે તોજ તેને આપજો. વેચ્યા વગર આવો તો તમને તમારા પરીઆના સમ. એમ કહી મુરખ ધણીને જોતરાં તાણવા કહાડયો, કે પછી પોતે ગમે તેમ વાવટા ઉડાવી સ્વચ્છંદે વર્તે.

વિરસિંહ કાગડો લઈ વેચવા ચાલ્યો. તેણે ગામે ગામ ફરવા માંડયું, જયારે જયારે કોઇ તેની કીંમત પુછતું ત્યારે તે **હજાર રૂપીઆ** કહેતો હતો. તે સાંભળી લોકો તેની મશ્કરી કરી કરતા હતા, કે ભણેલા પોપટના એટલા રૂપીઆ તો બહુજ થોડા છે! એમ ઘણા ગામમાં તે ફર્યો પણ કાગડાનો કોઇ ઘરાક થયો નહી. જે તેની કીંમત સાંભળતું તે તરતજ ભડકી ઉઠતું હતું. આણી તરફ રજપુતાણી **રૂપમંજરી** પેલા નગરશેઠના છોકરા સાથે રાત દીવસ-વિલાસ કરતી હતી, ગરીબ બિચારો રજપુત ઘણે દીવસે થાકીને **ઉજ્જેનમાં** આવ્યો ને તેણે બજારમાં જઇ કાગડો બતાવ્યો; કેટલાએક લોક તેની આશપાસ વીંટાઇ વળ્યા અને મશ્કરી કરવા લાગ્યા. એટલામાં ત્યાં **જગીઓ અને ઝવેરી** ઓ નામનાબે ઠગ આવ્યા. તેમણે તેને દીઠો. **જગીયો. ઝવેરીયાને** બોલ્યો કે આ કોઇ ભલો માણુસ છે, તેને કોઇએ કપટ કરીને કાગડો વેચવા મોકલ્યો છે, તેથી તેઓએ વિચાર કરી તેને બોલાવ્યો, અને તેમણે કહ્યું કે ઠાકોર કાગડાનું શું લેશો, ત્યારે તેણે કહ્યું **હજાર રૂપૈયા**, ત્યારે બન્ને કહે હજારના કાકા એમ કહી તેના હાથમાંથી કાગડો લઈ ઉડાડી દીધો, આથી **વિરસિંહે** તેના ઉપર ક્રોધ કરી ગાળો દીધી ને કહ્યું કે મારો કાગડો લાવ બન્ને ભાઇએ કહ્યું કે તારે રૂપૈયા લીધાથી કામ છે કે બીજું કાંઈ? ચાલ

તને રૂપૈયા ગણી આપીએ એમ કહી તેને ઘેર તેડી જઇ હજાર રૂપીઆ ગણી આપ્યા. અને ઘણો સત્કાર કરી પોતાને ત્યાં આઠ દિવસ સુધી રાખ્યો તેની સારી બરદાસ કરી પછી જ્યારે તેને ધીરે ધીરે વાત પુછી ત્યારે રજપુતે કબુલ કર્યું કે મને મારી સ્ત્રીએ કાગડો વેચવા મોકલ્યો હતો, બન્ને ઠગોએ વિચાર કર્યો કે આપણે જઇને એની સ્ત્રીનાં લક્ષણ જોવા. પછી તે રજપુતે જ્યારે જવા માંડયું ત્યારે પેલા બે જણે કહ્યું કે અમે તમારે ત્યાં અમારી ભાભીને જોવા આવીએ કે? રજપુત બોલ્યો અમારાં એવાં ભાગ્ય કયાંથી કે અમારે ઘેર આપ પધારો. પછી **જગીયો** રજપુત **વિરસિંહ**ની જોડે ચાલ્યો. કેટલાએક દીવસે રજપુત **વિરસિંહ** પોતાને ગામ આવ્યો, ત્યાં દિવસ આથમવાને ઘડીક બાકી હતી તેથી **જગીયા** ઠગે તેને અટકાવી કહ્યું કે આજે ઘેર જવાનું મુહુરત નથી; માટે આજની રાત ચોરામાં પડી રહો. અને કાલે જઇશું, તે તેણે માન્ય કર્યું. પહોર રાત વીત્યા પછી **જગીઆએ** કહ્યું કે ચાલ તારે ઘેર જઇએ, પણ તારે ઘરમાં જવાનું મુહુર્ત નથી માટે મને પહેલાં પેસવા દેજે, પછી હું કહું ત્યારે તું અંદર આવજે. આમ નક્કી કરી તેઓ ત્યાં ગયાં અને-**વિરસીંહ**ને બહાર ઉભો રાખી **જગીયાએ** તેના ઘરના કમાડની ફાટમાંથી જોયું, તો બાયડી ભેળો કોઇ પુરૂષ સુતેલો દીઠો' તે જોઈ તેણે એકદમ રજપુત **વિરસિંહને** કહ્યું કે કમાડ ઉઘડાવ. રજપુતે સ્ત્રીને સાદ પાડી બારણું ઉઘાડવા કહયું-જે સાંભળી તેની સ્ત્રીના. પેટમાં ધ્રાસકો પાડયો. કે હાય! હાય! હવે એ આવ્યો ને શું કરવું, વાણીયો પીંપળના પત્રની પેઠે ધ્રુજવા લાગ્યો, ને બોલ્યો કે મેં તને નહોતું કહ્યું કે તું મને વગર મોતે મારીશ? રજપુતાણી **રૂપમંજરી**એ કહ્યું કે હવે ફીકર કરીશ નહિ. એમ

કહી તેને એક કોઠીની અંદર ઉતારી દીધો. તે જગીયાએ જોયું; પછી તે સ્ત્રીએ બારણું ઉઘાડયું એટલે તેનો ધણી અંદર આવ્યો, તેની ખડકીમાં એક ફાટી તુટી ખાટલી હતી તે નાંખીને જગી ઠગ બારણા વચ્ચોવચ્ચ પડયો. ને કહ્યું કે ભાઈ હું તો અહીંજ રહીશ. રજપુતાણી રૂપમંજરીએ પુછ્યું કે આ તમારો મીત્ર છે, તેને માંહે બોલાવો, આપણે તેની બરદાસ કરીએ, એમ કહી તેણે તેને ઘરમાં બોલાવ્યો પણ તે ગયો નહીં. રજપુત વિરસિંહના ઉંઘ્યા પછી નગરશેઠના છોકરાને કાઢવા સારૂ સ્ત્રીએ ઘણાં ઘણાં ફાંફાં માર્યાં પણ જગીયા ઠગનો ખાટલો વચ્ચે હોવાથી તેનું કાંઈ ચાલ્યું નહીં. તેણે ઘડીએ ઘડીએ ડોકીયાં કરવા માંડયા કે જો તે ઉંઘી જાય તો-તેને હું કહાડી મેલું પણ જગીયો તો આખી રાત ખાટલામાં બેસી રહ્યો. જ્યારે જ્યારે સ્ત્રી જોવા આવે, ત્યારે ત્યારે પોતે રામ ! રામ ! એવા શબ્દ મ્હોડેથી બોલતો, એમ આખી રાત બન્ને જણાં ઉંઘ્યા નહીં. ને સહવાર થયું. બીજે દિવસે સ્ત્રીએ તેને ખાવાનું પુછ્યું ત્યારે તેણે કહ્યું કે મારે તો ખાવું હરામ છે. એમ ત્રણ દિવસ સુધી અપવાસ કરી પડી રહ્યો, આખરે તેણે જાણ્યું કે અહીંયા મને ત્રણ દિવસ થયા ને આમ હું સાત દિવસ સુધી પડી રહીશ, પણ પેલાને રજપુતનું પાણી ખપતું હશે કે નહીં, તેથી તે કોઠીમાં મરી જશે તોપણ તે કહાડનાર નથી; તેથી તે પેચ (યુક્તિ) કરી જવાને તૈયાર થયો, તેણે રજપુત વિરસિંહને કહ્યું કે ભાઇ ! હવે આજે હું રજા લઉં છું, મને તું તારી યાદગીરી દાખલ કોઇ ચીજ આપ. આખા ઘરમાં ભુત ભુસકા મારે અને હનમાન હડીયો કાઢે તેમ હતું, તે જાણી રજપુતે કહ્યું. એવી મારી પાસે શી ચીજ છે કે તમને આપું ? હું

કાંઇ એવો પૈસાદાર નથી. કે તમરા લાયક મારી પાસે કાંઇ ચીજ હોય માટે હું ગરીબના ઘરમાં આ કર-કચરમાંથી જે પસંદ કરો તે આપું. જગીયો કહે હું જે માગું તે આપવું એવું વચન આપ, એટલે રજપુતે વચન આપ્યું. તેવું તેણે કહ્યું કે તારા ઘરમાંથી જે પેલી કોઠી છે તે તું મને આપ! રજપુત વીરસિંહ હસીને બોલ્યો-એમાં શી વિસાત છે કે તે તમે માગી? જગીયો કહે-એ તો મારા ગામમાં એવો ઘાટ થતો નથી, માટે તે હું મારા ગામમાં લેઇ જાઉ. તો મારા ભાઇબંધો વીગેરે જોવા આવે અને ખુશી થાય. તેથી આપે તો આપ? રજપુતે કહ્યું. આપની મરજી હોય તો બેલાશક લેઇ જાઓ? જગીયો કહે ત્યારે તું તેને બહાર કાઢવાને મજુરને લેઈ આવ. તે સાંભળી રજપુત વિરસિંહ મજુરને લેવા ગયો. તે વખતે સ્ત્રીએ વિચાર કર્યો કે આ મુવો ચેતીગયો છે અને મારી પાછળ પડયો છે, પણ હવે એ શું કરે છે તે જોઇએ છે. એટલામાં રજપૂત વિરસિંહ મજુરને લાવ્યો તેમણે કોઠીને બહાર કહાડી. પછી જગીઆએ કહ્યું કે કોઠી તો કહાડી; પણ ગામ ઘણું દૂર પડયું તેથી ત્યાં સુધી શી રીતે લઈ જવાય માટે એક ગાડું જોઇએ તે સાંભળી રજપુત ગાડું લેવા ગયો, તોપણ બાયડી કાંઇ બોલતી નથી, ને તમાસો જોયા કરે છે. રજપુત ગાડું લાવ્યો એટલે જગીયાએ કહ્યું કે કોઠીને ઘણે દૂર સુધી લઈ જવી, તેથી મારગમાં અચડાઇને ભાંગી જાય માટે એને અગ્નિમાં પકવી હોય તો સારી. તેથી હવે તું છાણાં લઈ આવ એમ કહી તેને એક રૂપીયો આપ્યો. તે લઇ રજપુત છાણાં લેવા ગયો અને થોડી વારમાં છાણા લાવી તેનો મોટો ગંજ માર્યો. તે સઘળાં છાણાં તેણે કોઠીની આસપાસ ખડકવા માંડયાં. પ્રથમ હાથભર ખડકયાં. તો પણ સ્ત્રીએ જોયા કર્યું. ત્યારે

રજપુત **વિરસિંહ**ને જગીયાએ કહ્યું કે ભાઈ! હવે જો તારા ઘરમાં ઘાસ બાસ હોય તો લાવ એટલે તેને સળગાવુ તે સાંભળી વાણીયાના તો માંહે હાંજાજ નરમ થયા પણ તેને તો ચોરની મા કોઠીમાં પેસીને રડે એવું હતું. તેણે નિશ્ચય કર્યો કે જો હું બોલીશ તો બન્નેની લાજ જશે. માટે બળી મરીશ તો ખેર? રજપુતે ઘાસની પુળીઓ ઉપરથી આણી આપી તે સળગાવી કોઠીની આસપાસ ફરી જગીયો ઠગ કહેવા લાગ્યો કે જે બાજુએ પવન આવે તે બાજુથી સળગાવું કે જલદી પાકી જાય તે જોઇ સ્ત્રીને ધીરજ રહી નહીં, અને નિંશ્ચે જાણ્યું કે હવે એને બાળી નાંખશે તો ફજેતી થશે તેથી તે લાગલીજ દોડીને નગરશેઠ ત્યાં ગઇ, **જગીયાને** તો ફકત ધમપછાડ કરી ઘી કેળાં કરવાની દાનત હતી, તેથી સ્ત્રીને જતી જોઇ તેણે હાથમાં સળગતો પુળો ઝાલી રાખીને સળગાવવાનું બંધ રાખ્યું.

શેઠનો એકનો એક છોકરો ત્રણ દીવસથી જડતો ન હતો તેથી તેનો જીવ ઉડી ગયો હતો, તેની પાસે આવીને રજપુતાણી **રૂપમંજરીએ** કહ્યું કે તમારા છોકરાને મારી સાથે છ માસથી દોસ્તી હતી, પણ મારો ધણી એકાએક ગામથી આવ્યો તેથી મેં તેને કોઠીમાં સંતાડી રાખ્યો છે, પણ મારા ધણી સાથે એક માણસ છે તે એ કોઠી બાળી નાખે છે, માટે તમે જલદીથી જો એ કોઠી વેચાતી નહિ લઈ જશો તો તમારો છોકરો બળી મરશે. તે સાંભળી શેઠના ટાંટીયા ઢીલાઢબ થઇ ગયા, અને એકદમ પોતાની સાથે પાંચ દશ વાણીયાને લઈ રજપુત **વિરસિંહ**ના ઘર આગળ આવ્યા. અને શેઠે **જગીયા** ઠગને રામ રામ જયગોપાળ કરી કહ્યું કે ચાલો આપણે ઘેર! અહિં શા માટે ઉતર્યા છો હું નગરશેઠને મારે ઘેર ના ઉતરો? અને આવા ગરી-

ભને ઘેર ઉતરો એ ઠીક ન કહેવાય? મારે ત્યાં આજનો દીવસ જમીને જાઓ જગીઆયે કહ્યું કે મારે તો આ શહેરનું પાણીપીવું હરામ છે! તે કોઠી પાસેથી કેમે કર્યો ખસતોજ નથી, ત્યારે શેઠે કોઠી ભણી જોઇને પૂછ્યું આ તમે શું કરો છો? જગીઆયેકહ્યું કે આવી કોઠીયો અમારે ત્યાં થતી નથી તેથી મારા દેશમાં લઈ જવા વિચાર છે, પણ રસ્તામાં વખતે ભાંગી જાય માટે તેને પકાવું છું, નગરશેઠે કહ્યું એતો હું તમને નહિ લેઈ જવા દઉં. જગીયો કહે કેમ? ત્યારે શેઠે કહ્યું જો ભાઇ હું નગરશેઠ કહેવાઉં ને મારા ગામમાંથી કોઠી લેઇ જવા દઉં તો મારે નીચું જોવું પડે અને અમને અપશુકન થાય? જગીઆયે કહ્યું કે આપનાર આપે છે ને લેનાર લે છે, તેમાં તમારે શેનું નીચું જોવાનું કે અપશુકન થશે? નગરશેઠે કહ્યું ના ભાઇ તેમ થવા દેનાર નથી; વખતે પાંચ રૂપીઆ કહો તો અવળા કરીએ? જગીઆએ કહ્યું કે હું તમારા રૂપીયા ઉપર બેસી રહ્યો નથી. નગરશેઠે કહ્યું કે ત્યારે તમે જો અમારા ના કહ્યા છતાં લેઈ જશો તો અમે દરબારમાં જાહેર કરીશું. તે સાંભળી જગીયાનો મિજાજ ગયો અને ગુસ્સો કરીને બોલ્યો કે શેઠ મારે તારી કે તારા દરબારની કોઇની પરવા નથી. દરબાર શું કરવાનો છે? તું મને ઓળખતો ન હોય તો ઓળખજે કે હું ઉજ્જેનીનો જગીયો ઠગ છું. ત્યારે પછી શેઠે ધીરા પડીને કહ્યું કે તમે કહો તે આપીએ? દસ કહો તો દસ, પચીસ કહો તો પચીસ ને સો કહો તો સો આપીયે? જગીયો કહે મારે તો રૂપીઆ જોઇતા નથી. ચડતે ચડતે શેઠે પાંચ હજાર કર્યા, ત્યારે જગીયો કહે-શેઠ દશહજાર કહો તો પણ નહીં. ત્યાર શેઠ કહે કે લ્યો દશહજાર! જગીયો કહે વીસ કહો તો પણ નહીં. શેઠ-બોલ્યાં, હમારે ને તમારે વાદ પડયો છે તો લો ચાળીસ હજાર!

પણ તેણે તો માન્યું નહિ. ત્યાં ભેગા થએલા લોકો એ જાણ્યું કે શેઠ મોટા છે, તેને વાદ પડી ગયો અને ભમતે ચડયા છે, એ પ્રમાણે કોઠીની ખેચમ ખેંચ ચાલતાં આખરે શેઠ લાખ રૂપીઆ સુધી આવ્યો! ત્યારે જગીઆયે કહ્યું કે હું તો સવાલાખ લઇશ; અને તે અહીંજ ગણી આપો ને પછી કોઠી લઇ જાઓ? નગરશેઠે ગુમાસ્તાને હુકમ કર્યો કે જા અલ્યા આ કુંચી લઇને રૂપીઆની ગાડી ભરી લાવ. તે સાંભળી ગુમાસ્તો ગયો અને રૂપીઆ લઇ આવ્યો.—નગરશેઠે રૂપીઆ ગણીને જગીઆને હવાલે કર્યાં, કે તેણે કોઠી તેમને હવાલે કરી. શેઠના ગયા પછી જગીયો રજપુતના ઘરમાં આવ્યો, અને સારી રસોઇ કરવા સારૂ સીધું શામાન લેવાને રજપુત વિરસિંહને મોકલ્યો, તે દરમ્યાન તેની સ્ત્રી રૂપમંજરીને પુછ્યું, કે કેમ ભાભીજી હવે ભાઇને બહાર કાઢશો કે? રજપુતાણી હાથ જોડીને બોલી:—

**બાંધી મુઠ્ઠી લાખની ને, ઉઘાડી વા ખાય;**
**કાગા મુલ હજારકા, તો કોઠી લાખ સવાય.**

તમે મારી ધણી રાખી, તો તમને પણ ફાયદો થયો; મને છતી કરી હોત તો, તમારા હાથમાં કાંઇ આવત નહિ, અને હું વરણમાંથી નીકળી જાત,—જગીયાએ ઘેર જતી વખત તેમાંથી પચ્ચીસ હજાર રૂપીયા રજપુત વિરસિંહને આપી તેનું દરિદ્ર દુર કર્યું, અને એ પછી રૂપમંજરીએ પોતાની કુટેવ પણ છોડી દીધી.

---

## પાંચો પટેલ અને તેની રૂપાળી લલના. ઘનુ-ની વાર્તા.



પીપરીયા ગામમાં **નરસી** નામે પટેલ ને પાંચ દીકરા હતા. તેમાં નાના નું નામ **પાંચો** અને તેની સ્ત્રીનું નામ **ઘનુ** હતું, એ સ્ત્રી યોવન અવસ્થાવાળી અને વળી જાતે પટલણ એટલે માતેલી હોય તેમાં નવાઇ શું? આ **ઘનુ** મરજીમાં આવે તેમ પર પુરૂષથી જારકર્મ કરતી હતી. તોપણ **પાંચાને** કોઇ જાતનો વહેમ ન હતો, અને તે બન્નેને પરસ્પર ઘણી ઘાઢી પ્રિત હતી. એટલે સ્ત્રી કહે તેમજ તે કરતો. તે સ્ત્રી **ઘનુ** ને ગામના એક રજપુતથી લાગતું હતું. તે રજપુત તેને દરરોજ ખેતરે મળતો, એ રીતે કેટલાએક દિવસ વિત્યાબાદ **પાંચાનો** બાપ **નરસી** અને તેના બે દીકરાઓ ખેતર તરફથી જતાં હતાં, તે ખેતરમાં સ્ત્રી પુરૂષ બન્નેને વાતો કરતાં તેણે જોયાં, એટલે જાણ્યું કે આજ **પાંચો** ને તેની વહુ ખેતરે આવ્યાં હશે, એમ વિચારી ગામમાં આવ્યા ને જુએ છે તો **પાંચો** તો ઘરમાં બેઠો હતો, તે જોઇ તેના બાપ **નરસીને** વહેમ આવ્યો કે **પાંચાની** વહુ નક્કી વંઠી છે, તેથી તેણે **પાંચાને** એકાંતમાં બોલાવી ખેતરમાં જોયેલી વાત કહી, કહેવા લાગ્યો કે તારી વહુ વંઠી છે, તેથી આપણા કુળને નીચું જોવરાવી નિંદામાં નાખશે ને નાત જાતમાં હલકા પડીશું. **પાંચો** બોલ્યો બાપા! એ વાત ખોટી છે અને તમને ખોટો વહેમ છે. ઘડપણમાં તમારી બુદ્ધિ

બગડી છે તેથી એ ગરીબ અને સતી જેવી સ્ત્રીને માથે ખોટું આળ ચઢાવો છો. એમ કહી પોતાના બાપ તથા મોટા ભાઇઓની સાથે સ્ત્રીનું ઉપરાણું લઇ કજીઓ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે ખરી રીતે પકડી આપો તોજ ખરૂં માનું. એમ કહી રીશાઇ ગયો પછી થોડીવારે પોતાની સ્ત્રી આવી, તેને બાપ તથા ભાઇએ કહેલી સઘળી વાત કહી! એ સાંભળી ધનુ કુશાગ્રહથી તાડુકી બોલી કે એઓનો દીજ ઉઠયો છે કે હું જેવી સતીને આવાં કુંડાં આગળ ચઢાવે છે?

હાય હાય! હવે શું કરૂ? હું ઝેર ખાઈ મરૂં એમ થાય છે, એ પીટયા આપણું સુખ દેખી શકતા નથી, એટલે તમને વ્હેમે ભરાવી આપણુ બન્નેની વચ્માં લડાઈ લગાડી કજીઓ કરાવવા ધારે છે, પણ તેથી હું ડરૂં તેમ નથી; મારી પાસે કોઇને જતો આવતો દેખો કે પકડો તે દી ઓછા ઉતરશો નહિ. પણ એ લોકો વગર વાંકે ખંધે પડી, તરકટ કરી ખોટું કલંક નાંખતાં આંચકો ખાતા નથી ને આપણા હેતમાં ત્રૂટ નાંખે છે અને આપણું સુખ જોઇ ખાર કરે છે તે સારૂં નથી. પાંચો બોલ્યો ખરી વાત છે, તેઓ ગમે તેટલો ખાર કરે તો એ શું થયું, આપણે જો સાચા છીએ ને હું ને તું બન્ને એક છઇએ તો કોઇથી કાંઈ થનાર નથી. આવી રીતે મીઠાં વાકય બોલી પાંચાએ પોતાની સ્ત્રીનો રોષ ઉતાર્યો, આ વાત વીત્યાને થોડા દિવસ થયાં કે, ધનુએ પાછું પોતાનું કામ (જારી કરવી) ચાલુ રાખ્યું, કેટલાક દિવસ ગયા પછી નરસી તેના ત્રણ દીકરાં સહિત ખેતર પાસેથી પાછો નીકળ્યો ને જોયું તો ખેતરમાં કોઈ પુરુષને જોયો એટલે પટેલ અને તેના બે દીકરા ખેતરને સેઢે બેસી રહ્યા ને તેમાંના એકને પાંચાને તેડી લાવવા મોકલ્યો.

પેલાં બન્ને જણા વિલાસ કરી રહ્યાં. કામ પુરૂં થયું કે ખેતરની વચ્ચમાં આંબલીનું ઝાડ હતું તે ઉપર ધનુ ચડી, તે એવી મતલબથી કે ખેતરની આસપાસ કોઈ ન હોય તો પેલા યારને કાઢી મુકે. આંબલી ઉપર ચઢી પોતાની ચપળ નજરથી જોતાં સેઢા ઉપર પોતાનો સસરો, જેઠ વિગેરે બેઠેલા માલુમ પડયા, કે પેટમાં ફાળ પડી. વિચારવા લાગી કે હવે શું કરવું. હવે ફજેતી થશે. એ નક્કી છે પછી તે ઝટ ઝાડપરથી નીચે ઉતરી, અને તે વાત પોતાના યાર રજપુતને કહી રજપુત તે સાંભળી બીહવા લાગ્યો, તેણે ધાર્યું કે હવે નિશ્ચે પાપ પકડાયું-અને મોતનું તેડું આવ્યું છે, પકડાઈશ તો ફજેતીનાં ફાળકા થશે. અને રાજ્ય તરફથી પણ શિક્ષા થશે માટે આપઘાત કરી મરવું સારૂ છે. આમ વિચારી પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી આપઘાત કરવા તૈયાર થયો, એટલે ધનુએ તેનો હાથ ઝાલી કહ્યું કે અરે મુર્ખ ! મરદ થઇ બાયલાની માફક શું કરે છે? તને કાંઇ પણ હરકત આવવા નહીં દઉં, એમ કહી પોતાનો પહેરવાનો સાડલો ને કમખો કાઢી પોતે એક ઘાઘરા ભરજ રહી, અને યારને તેનો અસલ પોશાક ઉતરાવી પોતાનો સાડલો ને કમખો પહેરાવ્યો, અને ખડની ભારી બાંધી તેમા તેનાં લુગડાં તથા તરવાર નાંખી તેનો ભારો તેને માથે ચટાવી મોટો ઘુંઘટો કડાવી પોતાનો સસરો જેઠ વીગેરે બેઠા હતા, તેને થોડે છેટેથી ચાલી જવા અને જો પુછે તો જવાબ નહિ દેવા સુચવ્યું. અને તેની સાથે જણાવ્યું કે ગામની નજીક મારા વાડામાં ખડનો ઢગલો પડેલો છે ત્યાં ખડ નાંખી લુગડાં પહેરી લેજે. ને સાડલો કમખો ઉતારી ઓઘલામાં ખોશી દેજે અને તારાં લુગડાં પહેરી લઇ કોઇ ન જાણે તેમ ગામમાં જતો રહેજે, જો તેમાં ફેરફાર થશે તો મારૂં મોત સમજજે યારને એ રીતે કહી બીને વેશે ભારો માથે

મુકી જવાનું શીખવ્યું એટલે તે પેલાઓ બેઠા હતા ત્યાંથી સડેટાટ ચાલ્યો ગયો. ને સુચવ્યા પ્રમાણે કરી લુગડાં પહેરી ગામમાં ગયો. **નરસી** પટેલે અને તેના દીકરાઓએ જાણ્યું કે વહુ તો ભારો લઇને ગઈ, પણ પેલા ચારને ખેતરમાં સંતાડેલો હશે માટે ચાલો તેને ગોતી કાઢીએ આમ કહી તેઓ ખેતરમાં ધસ્યા, તો વહુ ઉઘાડે શરીરે ફક્ત ઘાઘરાભેર ચતીપાટ બેશુદ્ધ પડેલી છે, તેના વાળ વિખરાઇ ગયા છે. અને આંખો ફાટી રહી છે આવો દેખાવ તેઓએ જોયો!

આ પ્રમાણે તેની સ્થિતિ જોઇ **નરસી** પટેલ ને તેના દીકરાએ તેની ઉપર પીછોડી નાંખી તેનું અંગ ઢાકયું, અને પુછવા લાગ્યા કે તને આમ શું થએલું છે, તોય પણ તે બોલતી નથી એટલામાં ગામમાંથી **પાંચો** ને તેનો ભાઇ આવ્યા, એ બધાએ મળી તેને બેઠી કરી તેનીજ તે ચીસ પાડી હાથપગ પછાડવા લાગી, અને ઘણા જોરથી ધુણવાનો ડોળ કરવા લાગી ને ચીસ પાડી બોલી કે હું ઘણા વરસ થયાં બોલતો નથી, પણ હવે તમો બધાંઓને મારી-જીવ લઇશ! ત્યારે બધાઓ બોલ્યા કે તમે કોણ છો, એટલે તે તાડુકીને બોલી કે કોણ છો કોણ છો, પુછો છો શું? તમે નથી જાણુતા? **પ્રેતનો પાતશા, ભૂતોનો ભુપ. ભુત-મામો હું**, આ આમલીમાં ઘણાં કાળથી રહું છું, તમારા ઘરડાઓ વરસો વરસ મારૂં નૈવેદ કરતા આવ્યા છે, પણ તે તમે ઘણી મુદતથી કરતા નથી, માટે તમો બધાને ખાઈ જઇશ, પેલાઓ બીચારા બીન્યા ને હાથ જોડી તેના પગમાં પડી કહેવા લાગ્યા કે અમે તમારા નૈવેદ કરશું. અમે તમારાં છોકરાં છીએ માટે રક્ષા કરો, અને અમીનો છાંટો નાંખો. એમ કહી તેને પગે લાગ્યા, ને પૂછ્યું કે વહુના લુગડાં કયાં ગયાં. એટલે તેણે જવાબ આપ્યો કે લઇ લીધાં છે. ને તે પાંચાના

વાડામાં ખડના ઢગલામાં ખોશેલાં છે તે તપાસી લેજો. એમ કહી ધનુ પાછી પડી ગઇ. એક જણ તેનાં લુગડાની તપાસ કરવા ગયો તો તે મળ્યાં. તે લઇ પાછો આવ્યો. એટલામાં તો તે પાછી બેઠી થઈ. ને તેનાં ઘરનાં સર્વ બેઠાં હતા તેને જોઇ શરમાઇ જવાનો ડોળ બતાવવા લાગી, તેને સાડલો કમખો પહેરવા આપી, તેને તેનાં સસરો જેઠ ધણી વીગેરે મળી ઘેર તેડી ગયાં. ઘેર ગયા પછી ધનુએ તેના ધણીને પુછ્યું કે તમારા બાપ ભાઇઓ ખેતરે શું કરવા આવ્યા હતા, પાંચો બોલ્યો કે તને મામો વળગ્યો હતો તેથી તું ત્યાં બેશુધ થઈ પડી હતી, ને મામે મોઢે બોલી નૈવેદ માંગ્યાં તે આજેજ કરવાં છે આરીતે ધનુએ સ્ત્રી ચરીત્ર કરી સસરા જેઠ વીગેરેને ઠગ્યા હતા. તેણે ગમે એટલો કેડો લીધો તોપણ તે ફાવી શકયા નહિ ને ઉલટાં ભોળા બાપડાંઓને ભુત મામાનાં નૈવેદ કરવા પડયાં.—

---

## ચન્દ્રગુપ્ત અને તેની લલના સુમતિ.



ગુજરાતમાં ખેમદત્ત નામનો એક શેઠ હતો, જેને ત્યાં અપાર વૈભવ અને અસંખ્યા સોના મોહોરો અને રત્નનો બેસુમાર ભંડાર હતો, પરંતુ એને પુત્રની ખોટ હતી. દુનીયામાં સર્વ સુખ તો ભાગ્યેજ મળે છે પણ કહેવત છે કે **"રોટી ત્યાં ચોટી નહીં, ને ચોટી ત્યાં રોટી નહી"** એ પ્રમાણે આ શેઠને પણ હતું. કેટલાએક દીવસો વીત્યા પછી અનેક દેવ દેવીની બાધા આખડીથી તે શેઠને એક કન્યા અવતરી. તે કન્યાનું સ્વરૂપ એવું તો સુંદર હતું કે સાક્ષાત મુર્તીમતી રતીજ હોય એવી તે રૂપાળી હતી. શેઠ તેને પુત્રની પેઠે લાડથી ઉછેરવા લાગ્યા, અને તે જ્યારે પરણવા લાયક ઉમરે પહોંચી ત્યારે તેના પીતાએ વૈભવમાં અને કુળમાં પોતાની બરોબર બીજા શહેરના એક શાહુકારનાં ચન્દ્રગુપ્ત નામનાં પુત્ર સાથે તે કન્યાને પરણાવી અને ચન્દ્રગુપ્તને ઘરજમાઇ કરી પોતાને ઘેર રાખ્યો. ચંદ્રગુપ્ત પોતાના સસરાના ઘરમાં રહી અનેક પ્રકારના આહાર વીહારમાં મોજમજા ભોગવવા લાગ્યો અને તે પોતાની નવયોવના પ્રાણવલ્લભા સાથે નવનવા વીલાસ અને રંગભોગ ભોગવતો હતો.

એક વખતે બીજા દેશમાંથી કેટલાક વેપારીઓ ધન કમાવા માટે બીજા દેશમાં જવાને ત્યાં આવેલા તે જોઇ ચંદ્રગુપ્તને પણ ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ. તેથી તે પોતાના સસરાની આજ્ઞા લઇ

તેઓ સાથે સમુદ્રપાર મુસાફરીએ ગયો. પતી પરદેશ ગયા પછી એ સમયે તરૂણાવસ્થામાં આવેલી ચન્દ્રગુપ્તની વીલાસ પાત્ર સ્ત્રી મ્હેલની અગાસીમાં પ્રીય સખીઓ સાથે ચોપટ ખેલતી હતી. એવામાં તે ખીલતી ગુલાબની કળી સરખી સ્ત્રીની મતી ભ્રષ્ટ થઇ મુગ્ધા વીપરીત ગતીવાન થઇ—અર્થાત તેની શુધ્ધ મતી કોપાયમાન થઇ. હોય તેમ તે દુર નાશી ગઇ; અને જાણે કોઇથી એ ચપળા છેતરાઇ હોય તેમ તે વીપરીત મતીની થઇ વીચાર શુન્ય, સુન મુઢ બની ગઇ. તે પોતાના મનમાં ઉત્પન્ન થયેલા કામાગ્નીને રોકી શકી નહીં. એ વખત તેનું શરીર અત્યંત કંપવા લાગ્યું. કામના વીકારથી તાવનું લખલખું ભરાઇ આવ્યું. હોઠ ફીકા પડી ગયા, ગળે શોષ પડયો. ઉદાસીનતા સર્વાંગે વ્યાપી રહી. તેણીનું ચીત ચોરાઇ ગયું, આવી તેની સ્થીતી જોઇ કટીમાં પહેરેલી કટીમેખલા ઝણુઝણાટ કરી તેને બોધ આપવા લાગી કે "અરે ચપળા" તું તારા શીયળવ્રતનો ભંગ શા માટે કરે છે?

નદી જેમ પોતાની મર્યાદારૂપ કીનારાઓનો નાશ કરતી નથી. તેમ તારે કુળની મર્યાદાનો નાશ કરવો ઉચીત નથી". આ વીચાર એક ક્ષણ તેનાં મનમાં રહ્યો. પણ તેટલામાં તો કામદેવે પોતાનું પુષ્પબાણ એવાતો જોરમાં સચોટ કુમળી જગ્યાએ માર્યું કે તે સુવાસીત પવનની લપટ—ઝપટમાં સપડાઇ ગઇ, ને તે સાથે ભાન વગરની થઇ પડી, આથી કામાતુર બનેલી તે સ્ત્રીએ પોતાની એક અતરંગ સખીને બોલાવી, એકાંતમાં લઇ જઇ રસ્તા ઉપર જનાર એક પુરૂષને બતાવીને કહ્યું કે, "એ રૂપાળા તરૂણને તું તેડી લાવ, મારાથી એના વગર રહેવાય તેમ નથી. જો એ કામદેવની મુર્તિ મને મળશે નહિં તો હું વીરહાનલમાં બળી જઇશ," કામનો વીકાર જેર

જેવો ઘણો સખ્ત છે, તેને કોઇકજ તરૂણી રોકી શકે છે. કામાગ્નીથી સર્વ પ્રકારે વશ થએલી આ સ્ત્રી આ વખતે પોતાના મનને કબજે રાખી શકી નહીં. બાઇની આજ્ઞા થએલી જોઇ તે અધમ સખી તરતજ નીચે ઉતરી, રસ્તા ઉપરથી તે કામદેવને તેડી લાવી. તે જાર પુરૂષે સ્વતંત્ર રીતે વર્તનારી **સુમતીને** કામકેલીથી-સુરત વીલાસથી સહજ પ્રેમ દાખવી, શાંત અને મૃદુ ભાષણથી અને વળી પરીવિલાસ વચનથી અત્યંત રાજી કરી વશ કરી લીધી, પછી તે હંમેશાં તેની જોડે એજ પ્રમાણે રંગભોગ ભોગવવા લાગ્યો.

હવે પરદેશ ગએલો તેનો પતી **ચન્દ્રગુપ્ત** કે જેનો પ્રેમ પોતાની પ્રીયામાં સચોટ હતો. તે રાત્રી દિવસ પ્રીયાનેજ ઝંખતો પરદેશમાં જઇને અપાર ધન કમાયો તેને એમ પરદેશમાં રહેતાં ઘણા દીવસ વીતી ગયા. એક દીવસે શરદઋતુના સમયમાં તે એકાન્તમાં સુતો હતો તેવામાં તેને તેની સ્ત્રી **સુમતી** સાંભળી આવી, તેને તે ક્ષણે પોતાની પ્રાણ સમાન સ્ત્રીને મળવાની અતી ઇચ્છા થઇ આથી પોતાનો સઘળો ધંધો આટોપી દઈ, કેટલાએક વહાણોમાં માલ ભરી તે પોતાના સાસરાના શહેર તરફ પાછો વળ્યો, વહાણો સફર કરતાં પોતાના નગર સમીપ આવી નીકળ્યાં કે વહાણમાંનો સઘળો માલ ખાલી કરવાનો સોંપી પોતે શહેરમાં દાખલ થયો;એ દીવસે સસરાને તેના ઘેર મહોત્સવ હોવાથી સઘળા કુટુંબીઓ તેમાં રોકાઇ ગયા હતાં એમાં તે પણ દાખલ થઈ ગયો. ચન્દ્રગૂપ્તના આવવાથી સર્વ કુટુંબીઓ ઘણા ખુશી થયાં પણ તેની સ્ત્રી **સુમતી** ઘણી નીસ્તેજ થઈ ગઇ. તે બેહુઆકળી જેવી ફરવા લાગી. તેના મનમાં તો તેનો યાર રમી રહ્યો હતો; તેથી આ લફરૂં આવ્યું તે તેને કંટકરૂપ થઇ પડયું, એમ કરતાં રાત્રી પડી. એક શણગારેલા શયનગૃહમાં ચન્દ્રગુપ્ત ઘણો ઉમંગભર પોતાની પ્રાણવલ્લભાને મળવા

ગયો. ત્યાં ઉત્તમ સફેદ રંગના ઓછાડવાળી શય્યા પાથરી હતી. ઉમદા અત્તરો ને ધુપો તથા સુગંધી પુષ્પોની મધુર સુગંધો મ્હેકી રહી હતી ને સ્થંભમાં જડેલા મણીઓ દીવાની ગરજ સારતા હતા. આવા ઈંદ્રિભુવન સરખા **રતીમંદીરમાં ચન્દ્રગુપ્ત** પોતાની પ્રિયાને પૂર્ણ પ્રેમથી આલીંગન કરી શય્યા ઉપર બેઠો. પરંતુ **સુમતીને** તે સર્વ કાળ સરખું લાગતું હતું. તેનું ચીત તો પોતાના યારમાંજ ચોંટયું હતું. **સુમતી** પોતાની આંખો મીચી યોગીનીની પેઠે ધ્યાન ધરતી શૂન્ય મુઢ થઇ પડી હતી. ને પળે પળે પોતાના માનીતા પ્રીતમનુંજ મનમાં ચિંતવન કરતી હતી તે ક્ષણે ક્ષણે નિશ્વાસ મુકતી કે, "હાય હાય! હવે તેને કયારે મળીશ? **ચન્દ્રગુપ્તે** તેને પ્રેમથી બોલાવી ચુંબન કરી નાના પ્રકારના શૃંગારના હાવ ભાવ બતાવી નમ્ર પ્રેમી વચનોથી વિનવી, તોપણ તે સ્ત્રી એકની બે ન થઈ, તેમ તેણે પોતાના સ્વામીને કાંઇ ઉત્તરજ આપ્યો નહીં, પણ ઉલટી ભયભીત થઇ હોય તેમ વારંવાર હાંફવા અને કંપવા લાગી. પ્રેમાતુર થએલા પતિએ તેના શરીર ઉપરનાં વસ્ત્રને ખેંચવા માંડયાં ને બાથ ભીડવા માંડી એટલે **સુમતી** પોતાના અંગોને સંકોચતી દુર ખસી ગઇ; કેમકે તેના મનમાં તો પોતાના યારનું ધ્યાન એકતાર થઇ રહેલું હતું, મુંઢ **ચન્દ્રગૂપ્ત** આમ નખરાં કરતી પરકીય **સુમતિને** મધુર વચનોથી બોલાવી પ્રણામ કરવા લાગ્યો કે અરે પ્યારી! આ તને શું થયું? તારાં ઉપર તો મારી જીવનદોરી છે, ને તું આમ મને કેમ તરછોડે છે? અરે મારી આંખની કીકી ને હૈયાનાં હાર, જરા તો મારૂં મૃદુ વચન માન્ય કરીને એક પ્રેમ ચુંબન તો લેવા દે? આ દાસ ઘણી વાર-થયાં તારા પ્રેમની આશાએ તલપી લટ્ટુ બની ગયો છે, તેને વગર કારૂણે નીરાશ કરી કોપવું એ તને ઘટીત છે વારૂં? એ પ્રમાણે **ચન્દ્રગુપ્તે** તેની બહુ વાર

પ્રાર્થના કરી, તો પણ પરવશ પડેલાં સુમતિના અંઃકરણમાં લેશ પણ પ્રેમાંકુર ફુટ્યો નહીં. કયાંથો ફુટે? આવી રીતે ઘણા મુર્ખ પશુઓ, પરપુરૂષમાં આસકત થયેલી સ્વકીયા જે પોતાના તરફ ઉદાસી બતાવી દૂર રહેતી હોય, તેને વશ કરવા અને તેની સાથે પ્રેમ કરવા માટે વારંવાર તેની પ્રાર્થના કરી લંપટપણું દર્શાવે છે, પણ તેનું કપટ કળી શકતા નથી આ બાબતમાં કોઇ કહેશે કે કામદેવનો વાંક છે, પણ તેમ નથી. તે બીચારો કામ તો પરતંત્ર છે તે કેટલેક અંસે સ્વતંત્ર પણ છે. જેવો પોતાનો મનોવીકાર જે માટે કહેવત છે કે "સ્ત્રી રહે તો આપથી ને જાય તો સગા બાપથી" તે પ્રમાણે ઘણીવાર સુધી ચંદ્રગૂપ્તે-સુમતીને વિનવી પણ જ્યારે તે વશ ન જ થઈ ત્યારે તે થાકીને નિરાશ થઇ બેઠો, પણ સુમતિના મનને નિરાંત થઇ નહીં

અર્ધ રાત્રી ગઇ હમેશને સમય થયો એટલે સુમતિને યાદ આવ્યું કે હવે મારો યાર ઉપવનમાં લતાકુંજના સંકેતગૃહમાં દાખલ થયો હશે. પણ મારાથી ત્યાં આજ જવાશે નહિં, તો તે મુજ પ્રાણપ્યારાના શા હાલ? હાય હાય! હવે હું શું કરૂં? એમ મનમાં બોલી એકદમ મુર્છા ખાઇને પડી ગઇ. ને સન્મુખ બેઠેલા પતિને ઝેરના જેવો જોવા લાગી. પ્રેમાંધ થયેલા પતીએ સારી રીતે આશ્વાસન કીધું ઘણી આજીજીથી મનાવવા પ્રયત્ન કીધો, પણ આ કામિનીએ માનેલા પોતાના પતિરૂપ યારને મળ્યા વિના તેના મનને શાંતી કેમ વળે? નજવળે?

ચન્દ્રગુપ્ત વિનય કરીને જયારે થકયો ત્યારે શય્યામાં એક તરફ સૂઇ ગયો, તે તુરતજ નિંદ્રાવશ થઇ ગયો, પતિ જયારે ભર ઉંઘમાં પડયો ત્યારે સુમતિએ સોળે શણગાર સજી બનીઠની હળવે હળવે શયનગૃમાંથી જવાની તઇયારી કરી આ વખતે તેના ઘરમાં

સરવે માણુસો ઉંઘમાં હતા. દીવશનાં મહોત્સવ હોવાથી ઘણુ માણુસોની આવજાવમાં એક ચોર ઘરમાંભરાઇ બેઠો હતો. તે આ બન્ને સ્ત્રી પુરુષોને જાગતાં જોઇ ખાતર પાડવામાં ફાવી શકયો નહોતો.

જ્યારે **સુમતિ** યારને મળવા આસ્તે રહી ઘરની બહાર નીકળી કે તેના ચરણુના ઝાંઝરનો રણુઝણાટ પેલા ચોરને કાને પડવાથી તે પણ તેની પછવાડે ગયો. છુપાતો છુપાતો તે સ્ત્રી શું ચરિત્ર કરે છે ને કયાં જાય છે તે તથા તેનાં ઘરેણા છીનવી લેવાની આ સારી તક છે તેથી તે પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

હવે પેલા વિહારના સંકેતગૃહ શું થયું તે સાંભળ–**સુમિતિનો** યાર હંમેશની માફક દારૂ અને ગાંજો પી, કેફમાં લટુ બની બનીઠની બેઠો હતો, ઘણી રાત્રી થઇ ગઇ; તો પણુ પોતાની પ્રિયા આવી નહી એટલે પેલો યાર વીરહાગ્નીથી બળતો મોટી ઉદાસીમાં આવી ગયો. તે–ચંદ્રમાના કીરણો વડે બળી ભસ્મ જેવો થઇ ગયો હતો. છેવટે કામાગ્નીનો તાપ અને વળી મદ્ય પાન એ બન્ને કેમ જીરવી શકાય? તેથી તે પ્યારીને મળવાની આશા મુકી દઇ એકદમ ગાંડો બની બેભાન થઇ પડી ગયો.

આ તરફ **સુમતિ** પોતાના માનીતા યાર સાથે રતીસુખ ભોગવવા માટે ઘણાં ઉમંગમાં આવી. પોતાના પ્રાણુ સમાન યારને બેભાન પડેલો દીઠો, એટલે તેને ઢંઢોળી જગાડયો એટલે તે ગુસ્સામાં ઉઠી બોલ્યો કે, રાંડ! આટલી મોડી કેમ આવી ? જા તારૂં કામ નથી, અહીંથી ભાગી જા તો પણુ તે વિષય અંધ **સુમતીએ** બહુ બહુ કાલાવાલા કરી તેને કહ્યું કે હું શું કરૂં ? મારો પતિ આજરોજ પરદેશથી આવ્યો છે માટે વાર લાગી. તે સાંભળતા તેજ વખતે તે

યારની આંખમાં ઝેર ભરાયું, અને તેનાં રૂવેરૂવાં ઉભાં થયાં, પછી તે ક્રોધ કરી બોલ્યો કે, જા રાંડ તારૂં મોં આજથી બતાવીશ નહીં; તો પણ કામાતુર થએલી **સુમતિ** ફરી તેને આજીજીથી ભેટી ઉઠાડવા ગઇ એટલે તેણે કેફના જોસમાં મારવા માંડી; તોપણ તેનાથી રહેવાયું નહીં એટલે ફરી પાછી વીનવવા માંડી. તેવાંજ તે ક્રોધના આવેશમાં આવી ગયલા યારે એકદમ પાસે પડેલા છરા વડે તેનું નાક પકડી કાપી લીધું, તેથી તત્ક્ષણે તે મુર્ચ્છા ખાઇને ભૂમિપર પડી. થોડીવારે તેને ભાન આવ્યું ને ઉઠીને વીલાપ કરવા લાગી. અરેરે ? ઓ **નયનાનંદ** ! આ મંદભાગી દાસી તમારા મુખચંદ્રને જોવા પતિને પણ તરછોડી, ગમે તેમ કરીને આવી, તે છતાં તમે મારૂં વિના અપરાધે નાક કાપી નકટી કરી. હાય હાય ! આપણે સાથે બેસી વીલાસ કરી રતીસુખ ભોગવી મોજમજા કરતા હતાં તેટલી પણ શરમ ન આવી ? ઓ વહાલા હવે જરા તો બોલો એમ કહી નકટી થયા છતાં ફરી તેને વિનવવા લાગી.

આવી રીતે તે અનાચાર અને શીયળ ભંગવાળી સ્ત્રીને તેના અવીચારી કૃત્યનું ફળ મળ્યું, તે પછી તે ગભરાઇને ત્યાંથી ઝટપટ પોતાના બાપને ઘેર જવા નીકળી. રસ્તામાં પેલો ચોર જે પ્રથમથીજ આ સર્વનો તમાસો જોતો હતો તે તેની પુઠે પડી કહેવા લાગ્યો કે, તું કોણ છે અને કયાં જાય છે. **સુમતી** એનો ઉત્તર ગભરાટમાં ને નાકની વ્યથામાં કાંઇ આપી શકીજ નહીં એટલે ચોરે તેને ધમકાવી લુગડાં ઘરેણાં ઉતારી આપવા કહયું કે તરતજ તેણે તેને તાબે થઈ સર્વ ઘરેણાં ઉતારી આપી દીધાં અને પો'ફાટવાનો વખત નજીક આવવાથી તે તરતજ પોતાના બાપને ઘેર ગઇ ને પતી સુતો હતો ત્યાં જઇ સુતી. થોડી વાર શય્યાપર પડી રહયા પછી પોતાનું **સ્ત્રી ચરીત્ર** કરવા "દોડોરે ! દોડો !

હાય હાય! મારૂં નાક કાપી નાંખ્યું" એવી કારમી ચીસો પાડી સૌને ભયભીત કીધાં. **સુમતીની** ચીસ સાંભળી ઘરનાં સર્વ માણસો ગભરાઇ જાગી ઉઠયાં અને **ચંદ્રગુપ્ત** પણ બેબાકળો થઈ જાગી ઉઠયો તે જુવે છે તો ચોમેર માણસોની ગીરદી મચી રહી છે. આ સઘળાં મનુષ્યોએ **સુમતીને** પુછ્યું કે, "શું છે બહેન! " **સુમતી** બોલી અરે શું તમે જોતા નથી? આ મારા વરે મારૂં નાક કાપી નાંખ્યું, હું નકટી થઇ રે! ઓ ભાઇઓ મને બચાવો, નહીં તો એ મારો જીવ લેશે, એવી ભયંકર વાણી સાંભળી સઘળા જનો **ચંદ્રગુપ્તને** પુછવા લાગ્યા કે, તમે આ નીરપરાધી બાળાનું નાક કેમ કાપ્યું ? **ચંદ્રગુપ્ત** આ પ્રશ્ન સાંભળતાંજ ભયભીત થઇ ગયો, ને તે યદ્વાતદ્વા બોલવા લાગ્યા. તેનું મ્હોં સીહાવીહા થઈ ગયું, ને પરદેશમાં વેચાએલા ગુલામની માફક એક પણ અક્ષર તેનાથી બોલાયો નહીં, હા કે ના? કંઇ પણ તે બોલી શકયો નહીં આમ પુષ્કળ કુતુહળ ત્યાં મચી રહ્યું. તેટલામાં પ્રાતઃકાળ થયો, એટલે **સુમતીના** કુટંબીઓએ આ ફરીયાદ રાજસભામાં જાહેર કરી, આ વ્રતાંત જાણતાં રાજાને ઘણો ગુસ્સો ચઢયો; તેથી તેણે **ચન્દ્રગુપ્ત** કે જે નીરઅપરાધી હતો તેને બંધાવી મંગાવ્યો, અને યથાયોગ્ય ન્યાય કરવા તેને કેદ કરી રીતસર કામ ચલાવવું શરૂ કરી છેવટે તેને કેદની તથા દંડની બંને શીક્ષા ફરમાવી.

હવે પેલા ચોરે આ સર્વ પ્રત્યક્ષ જોયું હતું, તેથી તે **ચન્દ્રગુપ્ત** ઉપર થયેલો-ગેરઇનસાફ જોઇ શકયો નહીં તેણે તરતજ રાજસભામાં જઇ આરી માગી પેહેલેથી તે છેવટ સુધી જે બન્યું હતું તે કહી બતાવ્યું; અને તેની પુરતી તપાસ કરવા રાજા સહીત સર્વ સભા, પેલા ઉપવનમાં સંકેતગૃહમાં ગઈ. ચોરે **સુમતીનું** નાક, તેનો યાર, ને ઘરેણાં સર્વ

બતાવ્યાં. એ જોઇ રાજા તે ચોર ઉપર અત્યંત પ્રસન્ન થયો ને તેનો સત્કાર કરી પેલા ઘરેણાં તેને આપી દીધાં, અને ચન્દ્રગુપ્ત ઉપર નિષ્કારણ આવેલો અપવાદ મીત્રતારૂપે ઉતારી દીધો.

સાર—સ્ત્રીઓ અતી ચાલાક, કુટીલ, દુર આચારણવાળી નીર્લંજ અને ચપળ હોય છે તે પતિનો, માતાનો, બંધુનો, સંતાનનો કે સહોદરનો કોઇનો પણ દ્રોહ કરતાં ડરે નહી માટે તેનાં શબ્દોપર પુરતો ભરશો રાખવો નહિં.

## જહાંદરશાહ અને તેની હુરમ નુરઝાં.



મોગલ કુળમાં ઉત્પન્ન થએલ જહાંદરશાહ બાદશાહ આગળ દીલ્હીનાં રાજ્ય કરતો હતો. તે કેળવણી પામેલો, ન્યાયી અને ઉદાર દીલનો હતો તે વખતે આખા હીંદુસ્તાનમાં તેના જેવો બીજો કોઇ રાજા નહતો. ઉંચા કુળની રજપુતાણીઓ અને બેગમોથી તેનું જનાનખાનું દીપી રહ્યું હતું. એક પાટણની રાજપુતાણી તેને અતીશય પ્યારી હતી રાજસંબંધી કામથી ફારગત થઇ તે હુરમની પાસે જતો, ત્યાં પોતાની પ્રીયા સાથે હાસ્યવીનોદ અને શરાબબાજીમાં મશગુલ રહેતો, ત્યાં દારૂના પ્યાલાની ઘટમાળ, મનની તલબ, અને પ્રેમનું યુદ્ધ ચાલતું, ખરી રજપુતાણી જે હુરમ તેના પ્રેમ યુધ્ધમાં ઘાયલ થઇને બાદશાહ તેની ગોદમાં પ્રેમમય યોધ્ધાની પેઠે અહરનીશ આરામ કરતો.

આખા રાજ્યમાં હુરમ જેવુ તેને બીજું કોઈ વહાલું નહોતું. જ્યારે તે હુરમને પોતાની ગોદમાં લઇને અગાસીમાં બેસતો, ત્યારે આજ ચંદ્ર હશે એમ ભૂલીને ચંદ્રમુખી હુરમના સામું જોતો! આ પ્રમાણે હુરમ સાથેની મોજશોખને એશારામમાં બાદશાહ એટલો તો લુબ્ધાઈ ગયો કે હુરમ વીના તેનાથી ક્ષણ પણ રહી શકાય નહી, એટલે રાજ્યકામ અને કચેરીમાંથી તેનું દીલ ધીમે ધીમે ઉઠી જવા લાગ્યું. પણ દૈવની ગતીને કોઇ પહોંચતું નથી, કુદરતી નીયમથી હુરમ બીમાર થઇ રોગોએ તેને ઘેરી લીધી, બહુ બહુ પ્રયત્ન અને ઉપાયો છતાં પણ અંતે તેણે સ્વર્ગવાસ કીધો.

હુરમ નુરઝાં રૂપનું રમકડું ને હૈયાનો હારહતી, તેના મરી જવાથી જહાંદરશાહને અતી દુઃખ થાય તેમાં કાંઈ નવાઇજ નહી. તે દીવસ પછી બાદશાહ ઘરમાંથી બહાર નીકળ્યોજ નહી, અને રાજ્યકાજમાંથી તેનું ચીત ઉઠી એકાંતવાસમાં પેઠું, એમ એક મહીનો થયો, બે, ચાર અને છ મહીના થયા; ત્યારે આખા શહેરમાં ત્રાહ ત્રાહ વરતી રહી; બાદશાહના શોકમા રૈયતને પણ શોક પાળવો પડયો. કોઇ ઠેકાણે લગ્ન કે તેવી શુભ ક્રીયા થઇ શકતી નહી, અને તેથી ભાટ ચારણો અને બ્રાહ્મણો વગેરે બંદીજન ભુખે મરવા લાગ્યા ને સર્વ જગોએ અંધાધુંધી ચાલવા લાગી.

પ્રધાને બાદશાહની દીલગીરી કહાડી નાંખવાને ઘણા પ્રયત્ન કીધા; પણ કંઇ ચાલ્યું નહીં આખરે બાદશાહને એકનો એક શાહજાદો હતો તે દરરોજ પોતાના પીતા જહાંદારશાહ પાસે સલામ ભરવા જતો હતો, તેને એક દીવસ પાસે બોલાવી પ્રધાને સમજાવ્યું કે બાદશાહ શોક મુકતા નથી, તેથી રાજ્યમાં અંધેર ફરી વળ્યું છે; માટે તુ જો મારૂં

નામ ન દે અને હું શીખવું તેમ કરે તો કાંઇ ઇલાજ થાય. શાહજાદાએ વચન આપ્યૂં જે મારૂં શીર ઉડાવશે. તો પણ તારૂં નામ હું કહીશ નહી એટલે પ્રધાને શીખાવ્યું કે કાલે સવારે તું જાય ત્યારે સલામ કરી બે હાથ જોડીને કહેજે કે-જહાંપનાહ! મારી એક અરજ છે. પછી વચન લઇને કહેજે કે એક વખત સ્વારી ચઢીને શહેરમાં ફરો કે રઇયતનો શોક જાય, બીજે દીવસે શાહજાદો બાદશાહ પાસે ગયો ને લાગ જોઇ બોલ્યો, કે, જહાંપનાહ? એક અરજ? બાદશાહે પૂછયું, મારા પ્યારા ફરજંદ! કહે કે હું તારી શી મુરાદ હાંસલ કરૂં. આ રાજ્ય તારૂંજ છે. બાદશાહના મનમાં કે કાંઇ પૈસા કે વસ્ત્રાલંકાર કે પ્રગણું જોઇતું હશે તો આખું તો રાજ એનુંજ છે. એ માગીને તે શું માગવાનો છે? બાદશાહનું વચન લઇ તે બોલ્યો—આપ બહાર નીકળતા નથીં, તેથી ગામ અંધેરી નગરી જેવું થઈ પડયું છે, માગણ આદિ લોકો ભૂખે મરે છે. માંટે વધારે નહિ તો એક વખત બહાર નીકળી સ્વારીએ ચઢી દરબાર ભરો! આ સાંભળી બાદશાહ એકદમ ગુસ્સે થઇ બોલ્યો. બેટા! તને કોઇએ શીખવીને મોકલ્યો છે, શાહજાદાએ કહ્યું કે ના? એ તો મારીજ અરજ છે, ના સુણો તો તમારૂં વચન ગયું. ત્યારે બાદશાહે નાખુશીથી કબુલ કીધું, અને આઠ દીવસ પછી ધામધુમથી સ્વારી ચઢાવી, તે જોવાને શહેરનું તમામ માણસ ભેગું થયું-ત્યાં એક ઉગમણા દરવાજા ઉપર સીપાઇ કરણસિંહની છોકરી ઉછરતી જુવાનીએ પહોચેલી હતી તે તેના ઘરની મેડી ઉપર આવીને જોવા ઉભી છે. ત્યાં બાદશાહને સવારી આવી જહાંદારશાએ તેના સામું જોયું તો જાણે પાછી મરી ગએલી હુરમ જીવતી થઇ આવી હોય એવું તેને સ્વરૂપ લાગ્યું. આથી બાદશાહે વજીરને કહ્યું કે-અમે હુરમ

આઇ ? વજીરે કહ્યું, બાદશાહ સલામત ઓહી !–હવે હુરમ ક્યાંથી હોય ? એ તો કોઇ ગરીબ માણુસની છોકરી છે. પણ તેની ધણી ફુટડી છબી બાદશાહના હૃદયમાં કોરાઇ રહી.

રસીલા વાંચનાર ! કરણુસિંહ બીચારો મુશકીન સીપાઇ હતો તેને રહેવાને માત્ર એક નાની સરખી ઓરડી, જુજ સામાન ને પોતાની અમુલ્ય છોકરી **પંપી** શીવાય તેની બીજી મીલકત્ત કાંઇ નહોતી. બાપડી **પંપી**ની વય તેર વર્ષની હતી, તે બાપ ને બેટી બંને એક ઓરડીમાં સુઇ રહેતા હતાં. બાદશાહે **કરણુસિંહ**ને બોલાવી મંગાવી તેની છોકરીનું માંગુ કર્યું. વજીરે આડે આવી બાદશાહને સમજાવ્યો કે એ છોડી શાહજાદા લાયક છે, બાદશાહને લાયક નથી. તે ન માનતાં લગ્ન મુકરર કરીને **કરણુસિંહ**ને વીદાય કર્યો હવે **કરણુસિંહ**ને તેની સ્રી પોતાનાં ધરમાં લગ્નની વાતો કરે છે, તે બધી વાત **પંપી** ગુપચુપ સાંભળે છે, ને તે હરખથી તેનાં રૂવેરૂવાં ઉભાં થઇ તે કામાતુર થઇ જાય છે.

પંપીની સાથે તેના બાપની પણ દશા ફરી, તેને તેજ દહાડે બાદશાહે- અમીર બનાવી એક પાયાગાનો રીસાલદાર બનાવ્યો. જેથી તેના સગાં-વહાલાંને બીજા લોકો, જે એની તરફ કોઈ દીવસ જોતા નહોતા તે આજે આડ કાલે દસ. એમ મળવા આવવા લાગ્યા, તેઓ કહેવા લાગ્યા ભાઇ અમને ભુલતા રખે ! અમેતો તારા દુઃખના ભાગીઆ હતા, તેથી સુખના સમે હવે ભૂલી જઇશ નહિ પછી બાદશાહ તેની પુત્રી સાથે પરણ્યો અને **પંપી** જનાનખાનામાં રહેવા લાગી, આણી તરફ પંપીના સૌંદર્યને ઢાંકી તેવી એની કુચાલ હતી; કેમકે તે બાદશાહના શાહજાદાપર આશક પડી હતી !!

હવે એક દીવસ શાહજાદા દડા દાવ રમતો રમતો પંપીના મહેલ પાસે ગયો, ત્યાં રમતાં રમતાં હાથમાંથી દડો છુટીને તેણીના મહેલમાં

પડયો. રાણીએ તે ચપ લઈ લીધો ને પગ નીચે દબાવી દીધો. દાવવાળા બીજા જ્યારે તે લેવા ગયા ત્યારે તેમને ધમકાવી કહાડયા કે જાઓ તમારા શાહજાદાને મોકલો તો આપું. છોકરાઓએ શાહજાદાને કહ્યું કે તારી મા અમને દડો આપતી નથી તે તું જઇને લાવ. શાહજાદો લેવા ગયો તો પંપીએ પોતાની બુરી મતલબ સાંધવા સારૂ શાહજાદાને પકડી દીવાનખાનામાં લઇ ગઈ. ત્યારે શાહજાદાએ અતી આગ્રહની સાથે કહ્યું કે મા, મને દડો આપ. એટલામાં તો તે શાહજાદાને વળગી પડી. અને ચુંબન કરીને છાતી સરસી દાબી કેવા લાગી કે મારાથી તારા વગર રહેવાતું નથી શાહજાદો કહે અરે ! તું મા ? છે. તો મારાથી એમ કેમ થાય ? રાણી તેને કામના આવેશમાં છાતી સરસો દાબીને બોલી કે મા તો જે હશે તે હશે, હું તો તારી માશુક અને તું મારો ભોગી ! માટે લે આ ગાલપર ચુંબન કર ! શાહજાદો કહે મને છોડી દે હું કરૂં છું એમ કહી તેનાં હાથમાંથી ઝટ છુટીને બહાર નાઠો તે નાઠો. ફરી મહેલ સામું જોયું નહી.

વાંચનાર ! તે પછી દુષ્ટ પંપીએ એક નવુંજ તર્કટ રચ્યું. તેણે સાંજે પોતાના મહેલમાં દીવા ન પ્રગટવાનો હુકમ કર્યો પોતે અંધારામાં એમને એમજ બેસી રહી. બાદ જ્યારે બાદશાહ આવ્યો ત્યારે તેની સાથે બોલી નહીં; સ્ત્રીનાં ચરીત્ર અપાર છે વળી સ્ત્રીને વશ કોણ નથી ! બાદશાહ પોતાની વહાલી હુરમને રીસાએલી જોઇને ખીન્ન થયો. તેમાં તેનો વાંક નહોતો, તે તો પ્રેમી હતો. પ્રેમીને માશુકની ઉદાસી સહજ કાળજું કોરે છે, તે તેણીને મનાવવા લાગ્યો. તેણીને કાલાવાલા કરવા લાગ્યો. જહાંદરશાહ જે મ્હોટા ભરતખંડનો બાદશાહ તે,પેલી મુઠ્ઠી-ભરની ખુબસુરત કાન્તીવાળી સ્ત્રીની સન્મુખ ચાકરની માફક ઉભો રહો

મહા પ્રયત્ને અને ઘણી આજીજીથી પેલી **પંપીએ** જાણે દુનીયાનું સત્ય પોતામાંજ હોયની ! તેમ પોતાની કુચાલ ઢાંકીને શાહજાદાને દોષિત કરવા કહ્યું કે તેણે મારાપર બળજોરી કરી; પોતાની સ્ત્રીનાપર જુલમ કેમ સાંખી રહેવાય ? તેમ શાહજાદો પોતાને એકનું એક ફરજન તેને સખત શિક્ષા પણ કેમ થાય? હજી તે એવા વીચારમાં છે.તેવામાં રાણીએ મેણું માર્યું જે તમે નામરદ છો. ને અમને તમારા છેકરા માટે પરણી લાવ્યા છો ? આજ તો ઇશ્વરે આબરૂ રાખી; પણ તમારા જેવા અમારા ધણી હોય. તો કાલે સીપાઇઓ પાસે મને ખેંચાવી લઈ બગડાવશે. આથી તે બેવકુફ બાદશાહે શાહજાદાને ફાંસીની શિક્ષા કરવાનો હુકમ કર્યો, ત્યારે પછી **પંપી** મનાઇ અને તેઓએ પ્રથમની પેઠે હાસ્યરસથી મોજમજા ભોગવી. એજ ઢોંગી હુરમ કે જે થોડા વખત પહેલાં કૃત્રિમ શોકમાં ડુબી હતી. હવે જ્યારે શાહજાદો મહા મહેનતે રાણી**થી** નાશી આવ્યો, ત્યારે પોતાના સોબતી છોકરાઓથી વિખુટો પડયો તેથી અને તેની મા હુરમે બળાત્કાર કર્યો તેથી દિલગીર થઇને થોડે દુર એક મુસાફરખાનું હતું, ત્યાં જઇને થએલી બિનાપર વિચાર કરતો સ્તબ્ધ થઇને બેઠો, ત્યાં આગળ અચાનક **નજુમી** (જોશી) આવી ચઢયો, તેની પાસે કેટલાએક લોક નશીબ જોવરાવતા હતા; ત્યાં જઇને શાહજાદો ઉભો રહ્યો. તે જોઇ બે ચાર મશ્કરા બોલ્યા કે આ છોકરા વિષે નજુમ નાખ, નજુમીએ નજુમ નાંખીને કહ્યું જે આ છોકરાને કાલે ફાંસી દેવાનો છે, આ સાંભળી સઘળાને તેના ઉપર અનાસ્થા થઇ ને કહેવા લાગ્યા કે જો ગપ્પીદાસ ગપ્પુ ઠોકે જાય છે તે. આ રાજપુત્ર આખા રાજ્યનો ધણી તેને ફાંસીની સજા આપનાર કોણ છે ? માટે તું જુઠો છે, એમ કહી તેને કાઢી મેલ્યો, લોકો તો તેનાપર હસ્યા પણ શાહજાદાના મનમાં તે વાત્ત ખટકી.

ખરેખાત બીજે દિવસે કાંઇ પણ પુછપરછ કર્યા શિવાય બાદશાહે મારાને બોલાવી શાહજાદાને ફાંસી દેવા હવાલે કર્યો તેઓ તેને મારવા નદી કિનારે લઇ ગયા. ત્યાં ત્રાહે ત્રાહે બોલતુ લોકોનું ટોળું મળ્યું હતું. એટલામાં વજીરની ગાડી સામી મેરથી આવી પહોંચી છે તેણે લોકોનું ઠઠ્ઠ અને વચ્ચે શાહજાદાને જોઇને પૃછયું-અરે ! આ શું? દિલ્લીમાં કોઇ કુતરાને પણ મારી શકતું નથી, તો આ શાહજાદાને કોણ મરાવે છે ? તે સાંભળી તેમણે બાદશાહનો સવિસતર હુકમ કહી સંભળાવ્યો, વજીરે કહ્યું બાદશાહ ગાંડો થયો હશે. છોડ, શાહજાદાને હું લઇ જાઉં છું. ત્યારે મારો આગળ આવીને બોલ્યો-બાપજી ! મારો હક રહી જાય છે, વજીર કહે તારો હક લે, એમ કહી શાહજાદાનાં કપડાં ઉતારી મારાને આપી દીધાં. ને તેને પોતાને ઘેર લઇ ગયો ત્યાં તેને નવરાવી ધોવરાવી નવો પોશાક પહેરાવી સાથે લઇ-પોતે કચેરીમાં ગયો, અને બાદશાહને સલામ કરી, બાદશાહે પુછયું, હે વજીર ! જે દુષ્ટે પોતાની માની જોડે જબરાઈ વાપરી તેને તું કેમ ઉગારી લાવ્યો ? વજીરે કહ્યું, બાદશાહ સલામત ! વાત ખોટી છે, શાહજાદો એવો હોય નહિ માટે રાણીને ફાંસી દેવી જોઇએ. બાદશાહ કહે જે-રાણીએ પોતે મને કહ્યું છે. ત્યારે વજીર કહે બાદશાહ ! જ્યાં એક સ્ત્રી અને એક મરદ છે. તે મરદ ઉપર કાંઇ આળ લગાડે, ત્યારે તે મરદની યોગ્યતાની તપાસ લઇને પછીજ સ્ત્રીનું કહ્યું માનવું. સ્ત્રી જાત તે બેવફા, નિરદય અને ઢોંગી છે તે ઘડીકમાં સતી થાય છે ને ઘડીકમાં વંઠી જાય છે. તે ઉપર હું એક વાત કહું તે સાંભળો પછી દરીઆફ્ કરો.

## "વજીરે બાદશાહને કહેલી વાર્તા"

કોઇ એક બાદશાહને એકની એક છોકરી હતી, તે સુંદર ને નવયૌવના હતી, પણ તે પરણવાને ના કહેતી અને તેણે બાળપણાથીજ

ફકીરી લીધી હતી. સદા તે એક દાસીની શાથે બહાર ફર્યા કરે, મસિદ વીગેરેમાં પડી રહી ને પોતાની દેહને દમે, તેને વાસ્તે શહેરની બહાર બાગ હતો તેમાં તે એક દિવસ સુવાને ગઈ, ત્યાં તે પુષ્પસેજમાં લસલસાટ ઊંઘી ગઇ, તે વખતે તેને સ્વપ્નું આવ્યું કે તેજ સમયે તેણે કોઈ યારને ભોગ આપ્યો. આણીગમ તેને સ્વપ્નું આવ્યું તેજ વખત અચાનક તેના સ્તનની ડીંટી ઉપર એક ભ્રમરે ડંસ દીધો કે લોહીની ધાર વહેવા લાગી, ને એલેટ સ્વપ્નું પુરૂં થયું તે સ્વતઃ જાગી ઉઠી ને દાસીને બોલાવી, તે યારનું વર્ણન કરી કહેવા લાગી. બાઇ! મારો યાર કયાં નાઠો? તેને લાવ? દાસી કહે—બહેન તુ ગાંડી થઇ કે શું? વાડીમાં તો તું, ને હું બન્ને એકલાં છઇએ, ત્યાં યાર શો અને વાત શી? શાહજાદી તો ઝુરવા લાગી, તેને એક વાતની સુઝ પડે નહિ. સવારમાં દાસી તેને સાથે લઇને શહેરમાં ગઇ, તેવામાં એક દીવાનનો છોકરો વર્ષ અઢારએકની ઉમરનો ને ખુબસુરત હતો, પણ નબળી સ્થિતિનો હતો, તેના બાપદાદા તો આગળ દીવાન હતા, પણ એએક પહેડીથી નોકરીથી બરતરફ હતો. તે દરરોજ નોકરીની આશાએ કચેરીમાં સલામ ભરવા આવતો હતો. તે સલામ ભરીને ઘેર જતો હતો. તેને દીઠો અને તેને જોઇ કે શાહજાદીનું મન ચમકયું, ને સ્વપ્નમાં આવેલો આશક આજ છે એમ તેને ભાસ્યું. પછી તે દાસીને કહેવા લાગી—દાસી! દાસી! આ રહ્યો મારો યાર, એને તું ગમે તેમ કરી મારી પાસે લેઇ આવ. હું તને ખુશી કરીશ. તે સાંભળી દાસી તેની પછવાડે પછવાડે ગઇ; પણ પેલો તો ઉતાવળો ચાલતો તેથી આગળ નીકળી ગયો, અને દાસી પછવાડે રહી ગઇ. પછી તેણે દિવાનના છોકરાને છેટેથી ઉતરી ઘરમાં જતાં દીઠો; પણ અંદર ગયો તેવુંજ બારણું

અડકાવી દીધું. ત્યારે દાસીએ પાનની પીચકારીથી ઘરને નિશાની કરી પાછી વળી અને કુંવરી પાસે આવી કહ્યું કે બાઇ !, એ તો ઘરમાં પેસી ગયો. ત્યારે શાહજાદીએ પૂછયું તે કાંઈ એંધાણી રાખી છે ? દાસી કહે હા, પછી શાહજાદીને પોતાની સાથે લઇ તેના ઘર આગળ ગઇ તો તેમણે કમાડ વાસેલું જોયું તેમણે કમાડ ઘણાં ઠોકયાં પણ કોઇએ જવાબ આપ્યો નહી, ત્યારે ત્યાંજ થોભ્યાં. એવામાં કોઇ દળનારી દળણું આપવા અંદર ગયેલી. તે દરવાજો ઉઘાડી બહાર નીકળી, તે લાગ જોઇને શાહજાદી અંદર પેઠી, અને દાસી બહાર રહી. હવે વાણીઓ કચેરીમાથી આવીને ઓશરીના પડથાર ઉપર બેઠો હતો તે શાહજાદીને જોઇ તે ચડપ ઉભો થયો અને શાહજાદીનો સત્કાર કર્યો ને બોલ્યો ધણી ચાકરને ઘેર કયાંથી ? તે સાંભળી શાહજાદીએ તરતજ તેનો હાથ પકડયો ને કહયું કે યાર હું તારા ઉપર **ફીદા (આશક) છું**, વાણીયા ભાઈ બીકણ એટલે ના ના કહેવા લાગ્યા , કે તમે તો અમારા માવીતર જેવા; શાહજાદી બોલી પિટયા હું રંગ રમવાને આવી છું તે પાછી જનાર નથી માટે જો તું મારૂં મન મનાવી મને નહી ભોગવે તો તારૂ માથું કપાવીશ. વાણીઆની સ્ત્રી ચતુર હતી. તે બોલી જે એમાં શું છે? જાઓ જે થનાર હશે તે થશે; પણ શોખ તો કરી લ્યો? પછી વાણીઓ શાહજાદીનો હાથ પકડી ઉપર લઈ ગયો તે વખતે વાણીયાણીએ કહ્યુંઃ-બેન રંગ રમવા આવ્યાં છો. ને આવો અપશુકનિયાળ પોશાક કેવો ? એમ કહી પોતાની પેટીમાંથી જરીયનના તરેહવાર પોશાક તથા હીરા, મોતી વીગેરેનાં ઘરેણાં તેને પહેરાવી ખુબ સુંગારીને બંન્નેને શયનેગૃહમાં મોકલ્યાં. તેમણે ત્યાં ખાઇ પી આખી રાત એશઆરામ અને રંગ ભોગમાં ગુજારી. એમ કરતાં બે

ચાર દિવસ સુધી રહી, ત્યાંસુધી તો મહેલમાં શાહજાદીનો ભાવ કોઇએ પુછયો નહિ, કેમકે એવી રીતે તે ઘણીવાર બાગમાં કે મસજીદોમાં પડીજ રહેતી હતી. પણ પાંચ સાત દિવસ થયા, ત્યારે પુછપરછ થવા લાગી કે શાહજાદી કયાં? વાણીઓ રોજ સવારમાં કચેરીમાં જતો હતો તેણે આ ચરચા સાંભળી અને જે વાત થાય તે પોતાની સ્રીને કહે, તો પણ તે ગણકારે નહીં. ૮-૧૦ દિવસ થયા પછી કચેરીમાં રાજા બોલ્યો કે પાસેના ગામથી નજુમીને બોલાવો, તે વાણીયાએ સાંભળ્યું ને ઘેર જઇ સ્રીને કહ્યું કે હવે તો ઝડપાઇ જઇશું; કેમકે બાદશાહ કાલે ગામથી નજુમીને બોલાવનાર છે એટલે પછી આપણું તો આવી રહ્યું. વાણિયણ કહે ફીકર નહિ તેનો હું ઇલાજ કરીશ. નજુમીને આવતાં બે ચાર દીવસ વીતી ગયા. હવે વાણીયાના ઘરનાં ચોકમાં પ્રથમના વખતનું એક હોજ હતું, તે હાલ પુરી મુકેલુ હતું, તેને વાણીયાએ ખોદાવી સાફ કરી પાણી ભરાવ્યું, પછી એક હોડી વેચાતી મંગાવી અને હોજમાં તરતી મુકાવી અને તે હોજનીચારેબાજુએ. ચાર છબી ગોઠવી-એક બાજુ **મક્કા** બીજી બાજુએ **દ્વારકાં**, ત્રીજી બાજુએ **કલકત્તા**, અને ચોથી બાજુએ **મુંબાઇ**, એમ ચારે શહેરની તસ્બીરો મુકાવી પછી તે હોડીમાં શાહજાદીને બેસાડી, તેના હાથમાં હલેસું આપીને કહ્યું કે આ હોડી ચારે તરફ ઘડી ઘડીએ ફરતી રાખો. અહીં શાહજાદી હોડીમાં બેઠી છે ને પણે નજુમી નજુમ નાંખી જુવે છે તો પ્રથમ નજુમ નાખી બોલ્યો-જે બાઇ પાણી ઉપર છે. બાદશાહે પૂછયું કયાં? નજુમી બોલ્યો કે **મુંબાઇ**, દિવાન બોલ્યો જે હજ કરવા જવાની હતી તે ગઇ હશે, પણ ગાંડી તો કહ્યા વગર ગઈ, જો કહીને ગઇ હોત તો ખજાનો આપી મોકલત. પા કલાક પછી હોડી મક્કાની

છમી તરફ ગઇ ને પણે ફરી નજૂમ નાંખી જોવરાવ્યું તો મક્કા તરફ છે, ત્યારે ખચીત કહેવા લાગ્યા કે ગઈ, બાદ થોડીવાર રહી ફરી નજુમ નજુમ નાંખી નજુમી બોલ્યો જે કલકત્તા તરફ છે. ત્યારે કાંઇક શક પડયો, ને તે સાંભળી બધા હસવા લાગ્યા અને તેના ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો. અને તેને ગાંડામાં ખપાવીને હાંકી મેલ્યો ? પછી તો બાદશાહે તેની ઘણી ઘણી રીતે શોધ કરવા માંડી. પણ કાંઇ પત્તો લાગ્યો નહિ છેવટે, બાદશાહે-એક બત્રીશ પાનનું બીડું બનાવરાવી સભામાં ફેરવ્યું કે જે મારી શાહજાદીને ખોળી આપે તેને મ્હોટું ઇનામ આપીશ. તે બીડું તેનાં કોટવાળે ઝડપ્યું અને શાહજાદીની તપાસ કરવાને નીકળ્યો બે ચાર દીવસ અહીં તહીં ફર્યાં પછી તે પેલા વાણીયાની ગલી આગળ આવ્યો. તે ગલીને નાકે બે તંબોળી રહેતા હતા તે ઘણા ચતુર હતા. તેમણે આની નેત્ર ચિકિત્સા જોઇ પૂછયું જે કેમ ફેરા મારો છો ? કોટવાલે વાત નિવેદન કરી. ત્યારે તંબોળી કહે અમે બતાવીએ તો શું આપશો ? કોટવાળ કહે પાંચસે રૂપીઆ આપું. તંબોળી કહે તે પહેલાં આપો તો બતાવું, પછી તમને કયાં પૂછવા આવીએ-તમે અમલદાર પડયા ? તે કોટવાળે કબુલ કર્યું ને રૂપીઆ પાંચસે ગણી આપ્યા. એટલે તેણે બતાવ્યું કે પેલું રાતું ઘર છે તેમાં છે ! કોટવાળ ઘોડો વાળીને વાણીયાના ઘર તરફ આવ્યો વાણિયેણ જાણતી હતી કે વાત ફેલાઇ છે, તેથી તે ડોકા બારીનું કમાડ અળગુ કરીને દરવાજા પાસેજ ઉભી હતી. પેલો કોટવાળ તેના ઘર આગળ આવ્યો ત્યારે સ્ત્રી ચરીત્ર કરી નેણ મારતી અર્ધા અર્ધા શબ્દ બોલી મોહ ઉપજાવી કહેવા લાગી જે હં-હં ? મુવો મારી ઉપર શોકય લાવ્યો છે. માટે

તમે આવો આપણે સાથે રહીયે કે પીટયો જલદી ઠેકાણે આવે. વાણીયણ પણ મહા સ્વરૂપવાન હતી, તેમ તેના હાવભાવ અને ચાળા ચટકા જોઇને કોટવાળ લલચાયો, તે અંદર ગયો એટલે વાણિયણે તેના હાથમાંથી ઘોડો લઇ બાંધ્યો અને તેનો હાથ પકડી એક ઓરડા ભણી આંગળી કરીને બોલી કે પણે ! બેઠાં છે, તમે અંદર જાઓ ? જો હું આવું તો મને મારો રાયો મારશે પેલો કોટવાલ અર્ધેક દુર ઓરડામાં ગયો કે નીચે ખાડો ખોદી ઉપર પાટીયું મેલ્યું હતું. તે વાણીયણે ખેંચી લીધું કે કોટવાળ અંદર કેદ થયો ! આસરે પાંચ સાત દિવસ થયા પણ કોટવાળ જણાયો નહિ, ત્યારે ગામમાં બુમ પડી કે કોટવાળ કયાં કોટવાળ કયાં ? જેથી બાદશાહે વિચાર્યું કે શાહજાદી શેહેરમાં છે ને જેણે શાહજાદીને રાખી છે તેણેજ કોટવાળને કેદ કર્યો છે. તેથી બાદશાહે ફરી હુકમ કર્યો, જેથી દીવાન શોધવા નીકળ્યો. તે પણ બે-ત્રણ દિવસે રખડતો રખડતો તંબોળીની દુકાને આવ્યો, તેને પણ તંબોળીએ કોટવાળથી વધારે ખંખેરીને સ્થાનક બતાવ્યું એટલે તે પણ ત્યાં ગયો ત્યારે વાણીયણે તેને પણ તેવી રીતે હાવભાવ અને પ્રેમી વચનોથી ફસાવીને બીજા ખાડામાં કેદ કર્યો ? ચોથે દિવસે હજુરીઓ તપાસ કરવાને નીકળ્યો, તેની પણ તેજ દશા થઇ, પછી રાજા પોતે શોધ કરવાને નીકળ્યો, અને તેની આંખમાં ઘણી ખુનસ વરસી રહી, તેને પણ તંબોળીએ મુકામ બતાવ્યું તે પણ ત્યાં આવ્યો, વાણિયણે રાજાને સારૂ આગમચથીજ એક સરસ ઓરડો શણગારી, તેમાં ગાદી તકીઆ પાથરી મેલ્યા હતા, ત્યાં આગળ રાજાનો સત્કાર કરી પોતે તેડી ગઈ પછી પોતે કહ્યું કે હું બારણું વાસીને તેની બારીમાંથી તમને દેખાડું નહિ તો મને માર પડશે. રાજાએ કહ્યું ઠીક. પછી તેણે

બારણું વાસી બારી ખુલ્લી રાખી અને શાહજાદી પાસે જઈ કહ્યું કે જા તારા પિતા આવ્યા છે, તેમને તું કરગરીને પગે પડી સાચે સાચી વાત કહી દે કે હુંજ આધીન થઇને આવી છું. તેણે આનાકાની કરી ત્યારે વાણિયણ બોલી કે ત્યારે શું તું મારાં ગરીબનું નખ્ખોદ ઘાલવા આવી છું, માટે જા બાદશાહને મળ. મા બાપને કહેતાં શરમ રાખીએ નહી, તે સાભળી શાહજાદીએ જઇ કાલાવાલા કરી બાપને વિનવી પડી ને કહ્યું કે વાણિયાનો વાંક નથી, માટે માફી આપો, બાદશાહને દયા આવી. તે બોલ્યો કે જા માફ છે. શાહજાદી કહે લખી આપો ! બાદ-શાહે કહ્યું-મારી મોહોર તો હજુરીઆ પાસે છે. તે તું જાણે છે ને દસ્તાવેજ દિવાન લખે છે. કુંવરી કહે તેઓ પણ અંહી છે. પછી તેમને કાઢીને હાજર કર્યા. પછી દિવાનને કલમ ખડીઓ આપી દસ્તાવેજ કરાવ્યો અને હજુરીઆ પાસે મહોર કરાવી. માફી પત્ર વાણિયાના હાથમાં આપ્યું પછી વાણિયણે બાદશાહને કહ્યું કે આપ હુરમોને અત્રે સાંઝે મોકલી શાહજાદીને લઇ જશો તો વાત કયાંઇ ફાટશે નહિં. તેમાં આબરૂ છે. પછી બાદશાહ મેહેલમાં ગયો અને સાંજે રાણી પાસે કુંવરીને બો-લાવી લેઇ તેનું લગ્ન લેઇ વાણીયા સાથે પરણાવી આપવા નક્કી કર્યું.

માટે હે બાદશાહ તું દરીઆફ કર કે એતો મ્હોટી શાહજાદી હતી, તોપણ તેણે એક વખત આવું તરકટ ઉઠાવ્યું. તો આ ગરીબ કંગાળ હલકા કુળની છોકરી શું નહિ કરે, માટે એવી સ્ત્રીનાં શીખ-વ્યાથી નિરપરાધી કુંવરને મારવાની હિમ્મત તમે હરગેજ કરશો નહીં. શાહજાદો તદન નિર્દોષ છે. અને રાણીજ ગુનેગાર છે.

આથી બાદશાહને પોતાના અઘટિત કૃત્યનો ઘણો પસ્તાવો થયો

અને એમા શું હકીકત બની છે તે શાહજાદાને મોઢેથી જાણવા ફરમાવ્યું. ત્યારે તે બોલ્યો. કે હજુર સલામત—

—માલિની છંદ.—

**નથી નથી નથી મેં સ્વપ્ને કુર સંકલ્પ કીધો,**
**નથી નથી નથીમેં નીતી-રીતી ઉપર પાય દીધો;**
**દિલ દુ:ખ અતિ થાયે તાત આ શું કહોછો.**
**મુજ નીતી રીતી જાણી વ્હેમ કયાંથી લહો છો,**

આ સાંભળી સઘળી સભા છક થઇ ગઇ, ને વજીરે કહયું કે **જહાંપનાહ!** મેં આપ નામદારને પહેલાજ કહેલું કે મોટી વયે ન્હાની સ્ત્રી સાથે લગ્ન કરશો તો ખત્તા ખાશો. બાદશાહે વજીરનો ઉપકાર માન્યો અને કહયું કે મારા શાહજાદાને તેં બચાવ્યો છે. પછી બાદશાહે કુંવરને નિર્દોષ ઠરાવી કહયું કે;—

—માલિની છંદ.—

વચન સરવ સાચાં પુત્ર પ્રિય તારાં,
શ્રવણ યુગલ કાચાં કામથી અંધ મારાં,
વગર સમજ આ મેં કેર કૂડો કરવ્યો,
દિલિ પતી ભૂલ્ગો ભામિનીનો ભમાંવ્યો.

પછી બાદશાહે હુરમને કહાવ્યું કે આ વખત તો માફ કરવામાં આવે છે પણ જો-ફરીને આવું તકટ કરીશ તો યોગ્ય શિક્ષા આપવામાં આવશે.



## રૂડો પટેલ અને તેની લલના રૂપાં પટલાણી.



ણુપુર નામે ગામમાં રૂડો પટેલ રહેતો હતો, તેની વહુનું નામ રૂપા હતું, તે બન્ને ભરજોબન અવસ્થામાં હતાં. તેમને પરસ્પર ઘણીજ પ્રિતી હતી, તે હાસ્ય વિનોદ ને એશઆરામમાં દિવસ નિરગમન કરતાં હતાં, કેટલાએક દિવસે કોઇ કવિને મોઢેથી સ્ત્રીઓના ચરિત્રોના વખાણુની વાત રૂડા પટેલે સાંભળી. જેથી તેના મનમાં તે વાતનો સંદેહ થવાથી પોતાની સ્ત્રી રૂપાં આગળ કહેવા લાગ્યો કે, આ સ્ત્રીઓનાં ચારત્રોને વખાણે છે. એ વાત મને ખરી લાગતી નથી. રૂપાં બોલી કે, **સ્ત્રીઓનાં ચરિત્ર અપાર છે એને કોઇ કળી શકતું નથી**, એ ચરિત્રોથી મ્હોટા મ્હોટા મહાત્માઓ છેતરાયા છે. તે કોઇની અક્કલમાં આવતું નથી. સ્ત્રીઓ ભરથારને પોતાના યારને ચાકર તરીકે તેડવા મોકલે છે અને તેમના દેખતાંજ પરપુરૂષથીજ જારકર્મ કરે છે, ને ભરથાર તે સ્ત્રીને પતિવ્રતા માને છે. પણ બધી સ્ત્રીઓ એવી નથી, તેમ **બધી પતિવ્રતા પણ નથી**, એજ પ્રમાણે જગત વ્યવહાર ચાલ્યો જાય છે. એટલે સ્ત્રી ચરિત્ર ખરૂં છે, રૂડો કહે એ વાત મને તો ખરી લાગતી નથી ને જો ખરી હોય તો એ ચરિત્રોનું પારખું તારા વિષેજ બતાવી મારો સંદેહ ભાગ, એ બાબત હું રીશ કરીશ નહિ, ગમે તે પ્રપંચ કરી નિશ્ચિંત મારી સમક્ષ પરપુરૂષ સાથે જાર કર્મ કર, ને મારા મનમાં એવો, વ્હેમ એ કૃત્ય કરયાનો રહે નહિ તોજ હું એ સ્ત્રી ચરિત્ર ખરૂં માનું, રૂપાં કહે-કોક દિવસ બતાવીશ. તારી સાથેજ યારને તેડાવી તેની

સાથે હાસ્યવિનોદથી રંગ રમી આખી રાત નિર્ગમન કરી સવારે જાય ત્યારે વળાવવા પણ તનેજ સાથે મોકલું, એમ હું કરી બતાવીશ. આ પ્રમાણે વાત થયા બાદ થોડા દિવસ જવા દઈ એક દિવસ **રૂપાં** પાણી ભરવા ગઇ ત્યાં તેજ ગામના એક વાણીયાનો દીકરો **નાથો** તળાવને કિનારે બેઠો હતો, તેને જોઇને **રૂપાં**એ તેને ઘડો ચડાવવાનું કહી નેત્ર કટાક્ષ કર્યો ને તેની સાથે પ્રીતી કરી તેને આઠ દિવસમાં મળવાનો વાયદો કર્યો, **રૂપાં** પાણી ભરી ગઇ, તે વાતને થોડા દિવસ થયાં તેવામાં **રાણપુર**થી ગાઉ-

એક **અમીપુર** નામના ગામમાં કણબીમાં ખરચ હતું, ત્યાં ઘણા ગામના પટેલીઆઓને તેડાવ્યા હતા, તેમાં **રૂડા** પટેલને પણ તેડાવ્યો હતો, તેથી તે ત્યાં જમવા ગયો ત્યાં તેના શાળાની વહુ કે જેનું નામ **અમથી** હતું-તે, ત્યાં એનું મોશાળ હોવાથી કામ કરવા આવેલ હતી. તેને **રૂડો** ઓળખતો નહોતો, પણ **અમથી** વહુ રૂડા પટેલને ઓળખતી હતી. તેથી તે પોતાની નણંદનો વર જાણી લાજ કાઢતી હતી. રૂડાએ તે સ્ત્રી કોણ છે, એમ જેને ત્યાં પોતે ગયો હતો તેને પુછ્યું. તેણે કહ્યું કે એ બાઈ અમારી ભાણેજ થાય છે અને તમારા શાળાની વહુ છે, એમ જાણતાં **રૂડો** રાજી થયો. હવે જ્યારે ખરચ સમાપ્ત થયું કે, સર્વ પટેલો વિગેરે ઘેર ગયા. **રૂડો** પણ રજા લઇ પોતાને ઘેર આવ્યો ને પોતાની સ્ત્રી **રૂપાં** પાસે તેની ભાભી **અમથી** વહુ ત્યાં આવી હતી તે વિષે વાત કરી કહેવા લાગ્યો કે તારી ભાભીને આંહી તેડી લાવી મીજમાની આપી પરોણાગત કરવી જોઇએ. માટે તેને તેડવા તું જઇશ તોજ આવશે. માટે ઉતાવળથી જઇ તેડી લાવ **રૂપાં** પટલાણી પોતાનાં ધણીના અતિ આગ્રહથી પોતાની ભાભીને તેડવા **અમીપુર** ગઇ અને જેને ત્યાં પોતાની ભોજાઈ હતી ત્યાં ગઈ ત્યારે માલુમ પડયું કે એ તો પાછી

ઘેર ગઈ. એટલે તે ત્યાંથી પાછી વળી ઘેર આવતાં રસ્તામાં વિચાર થયો કે નાથાને મળવાનો આઠ દિવસનો વાયદો કર્યો છે ને તે આઠ દિવસ હમણાં વહ્યા જશે માટે કાંઈ યુક્તિ કરી આજેજ પ્રિતમને ઘેર તેડી જવો, એમ વિચારતાં ગામમાં પોહોંચી. એટલામાં નાથો સામો મળ્યો તેને રૂપાંએ બોલાવી કહ્યું કે તું આ પોશાક ઉતારી સ્ત્રીનાં લુગડાં તથા હાથમાં ચુડીઓ અને ઘરેણાં વિગેરે સર્વ પોશાક સ્ત્રીઓનો પહેરી અહીં પાસેના વડ નીચે બેસ અને હું મારે ઘેર જઇ મારા ધણીને સાથે લઇ મારી ભાભીને તેડવાને બહાને તને મારે ઘેર તેડી જઇશ, પણ મારો ધણી આવે ત્યારે ઘણી લાંબી લાજ (ઘુંઘટો) કાઢજે, એમ નાથાને શીખવી રૂપાં ઘેર આવી ત્યારે તેના ધણી રૂડાએ પુછ્યું કે તું તારી ભાભીને તેડવા ગઇ હતી ને એકલી કેમ આવી? રૂપાં બોલી કે, હું તેડી લાવી છું, પણ તમારા તેડવા ગયા વીના ઘેર આવે નહીં તે પાદરે વડ નીચે ઉભી છે માટે મારી સાથે તેને તેડવા ચાલો રૂડો કહે હું તારી સાથે તારી ભોજાઇને તેડવા આવું તો લોકોમાં મારી લાજ જાય અને મશ્કરી થાય. લોકો કહેશે કે રૂડો પટેલ સાળાની વહુને તેડવા ચાલ્યો, માટે તું સોગન દઈ તેડી આવ. રૂપાં રોવા અને કળકળાટ કરવા લાગી કે મને મોકલીને હવે નાક કપાવા ધારો છો. માટે તમારે તેડી આવવાની ગરજ હોય તો ચાલો! હું આગળ જાઉં છું ને તમે પાછળ પાછળ ચાલ્યા આવજો. રૂડે બીચારે તેમ કરવા કબુલ કર્યું ને પોતાની સ્ત્રીની પાછળ પાછળ-શાળીને તેડવા ચાલ્યો ને જ્યાં નાથો સ્ત્રી વેશે ઉભો હતો ત્યાં આવી રૂડાએ પોતાના સમ દઇ ઘેર આવવાનું કહ્યું એટલે આગળ રૂડો પટેલ ને પાછળ રૂપા પોતાના યારને સ્ત્રીને વેશે લઇ ચાલી. ઘેર જતાં રસ્તામાં રૂડાને પોતાની સ્ત્રીએ ચરીત્ર બતાવવા કહેલી વાત યાદ આવી તેમજ મીજમાનની

ચાલચલગત જોતાં સ્ત્રી નહી પણ પુરૂષ હોય એવો સંદેહ રૂડાના મનમાં થયો, જેથી ઘેર પહોંચ્યા પછી પોતાની પ્યારી સ્ત્રી રૂપાને પાસે બોલાવી એકાંતે કહ્યું કે તું જે તહારી ભાભીને તેડી લાવી છે. તેની ચાલચલગત ઉપરથી મરદ છે એમ મને ખરી રીતે જણાય છે, માટે ખરૂં બોલ? રાંડ એ તહારી ભાભી છે કે તહારો યાર છે! રૂપાં પોતાના ધણીનું આમ ક્રોધમાં બોલવું સાભળી મનમાંતો સમજી ગઈ પણ સ્ત્રી ચરીત્ર કરી આંસુ આંણી ક્રોધથી બોલી હાય હાય મને તે શું વેશ્યા જાણી, આજ ઘણા વર્ષે મારી ભાભી મને મળવા આવી ત્યાં લાજ ખોવાને શરમ વગરના વચન બોલીને ભાંડયા કરો છો, શું મારો જીવ લેવા તૈયાર થયા છો? મારા ભોગ છે, મારો કાળ પાસે આવ્યો છે. વિગેરે બોલી કાલા મુંડા કરવા લાગી, રૂડો કહે ચુપ રહે રાંડ! હું આપણી દાસી શણુકીને તેડી લાઉં છું, તેને તારી ભાભી સાથે રાત આખી સુવારી મુકું ને સવારે પારખું જોઉં, જો કાંઇ કપટ જણાય તો તારૂ ને એનું બન્નેનું માથું છેદન કરૂં, હે રાંડ! હું ઝાઝા ભેદ ભણ્યો છું. તારો છેતર્યો છેતરાંઉ તેમ નથી. આવી રીતે રૂડાનું બોલવું સાંભળી રૂપાંને ચિંતા થઇને જાણ્યું કે જો શણુકીને તેડાવી પારખું જોશે તો નક્કી મારૂં પોગળ વર્તાયા વગર રહેશે નહી,, ને નક્કી મોત આવ્યું આથી રૂપાં ઘણીજ ફિકર અને ચીંતાથી શોકાતુર થઈ વિચાર કરી બોલી ભલે શંશય થયો હોય તો ખાત્રી કરો પણ બીજે કાને વાત જાય તે શારૂં નહિ-મારી ભાભી ભરનિંદ્રામાં હશે ત્યારે હું તમને બોલાવીશ એટલે હાથ ફેરવી ખાત્રી કરજો. આ વાત રૂડા પટેલને ગમી પછી સુતી વખતે રૂડો બારણે સુતો, રૂપાં બારણા દઇ ઓરડામાં પોતાની ભાભી બનાવેલ યારની સાથે એશઆરામથી ખુબ રંગ રમી, પછી પોતાના વહાલા યારને

બીજા ઓરડમાં સુવાડી, પોતાના ઓરડાની કોરેકોર પોતાનો દીયર રહેતો હતો, તેના ઘરમાં જાવઆવ કરવા માટે બારી હતી. તે બારી ઉઘાડી પોતાની દેરાણીને ઉઠાડી આંખે આંસુ ભરી રોઇ પડી ને રડતી રડતી કહેવા લાગી કે તારો જેઠ મને વગર વાંકે ઘણી મારી ને મારાં હાડકાં ખોખરાં કરી નાંખ્યાં, અને વળી બારણા દઇ બહાર સુતો છે. મારા હાડકાં મારથી કળે છે એટલે નિંદ્રા આવતી નથી. એથી કુવે પડવું નકકી કરી તારી પાસે આવી છું. દેરાણી બોલી ઘર હોય ત્યાં વડવું પડે, ઘર હોય ત્યાં વાંક પણ આવે, માટે તેનો ધોખો રાખીએ નહિ. ચાલો હું તમારી સાથે સુવા આવું છું. એમ કહી તેની ભાભી રૂપાંની સાથે સુવા આવી ને બંનેએ દુઃખ સુખની વાતો કરી, રૂપાંની દેરાણી નિંદ્રા વશ થઇ ત્યારે થોડીવારે પોતાના ધણીનો સંશય મટાડવાને બોલાવી. પોતે તથા દેરાણી જે ઓરડમાં સુતા હતાં ત્યાં જઈ કહેવા લાગી કે મારી ભાભી ભરનિંદ્રામાં છે, માટે તમારે જે પારખું કરવું હોય તે જાળવી-જઈને કરી લ્યો, એટલે રૂડા પટેલેને ખાત્રી થઈ કે આમાં કંઇ કપટ નથી. આ મારા મનને ખોટો વાચાર આવ્યો. મારી સ્ત્રી પતિવ્રતા છે. આમ રૂડા પટેલને નકકી થયું એટલે પાછો બહાર સુઇ રહ્યો પ્રભાત થયાં રૂપાની દેરાણી પાછી પોતાના ઘરમાં ગઇ. ત્યાર પછી રૂપાએ પોતાના યાર નાથાને જે ઓરડામાં સ્ત્રી વેશે સંતાડયો હતો તે ઓરડામાંથી બહાર કાઢયો ને રૂડાને કહેવા લાગી કે, મારી ભાભી તેને ઘેર જવા રજા માગે છે. ઘણું કહ્યું પણ રહેતી નથી, એમ કહી પોતાની ભાભી થએલ યારને આગળ કરી પોતે પાછળ વળાવવા ચાલી, રૂડો પણ થોડે સુધી વળાવવા ગયો ને સામ સામા રામ રામ કરી આનંદથી બંને જણ વળાવી ઘેર આવ્યા.

## રાજા સાહિત અને રાણી ચપળાક્ષીની વાર્તા.




રામપુર નામે એક શહેર હતું, તેમાં **સાહિત** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **હીરણાક્ષી** અને **ચપળાક્ષી** નામે બે રાણીઓ હતી, તેમાં **હરણાક્ષી** માનીતી હતી, અને **ચપળાક્ષી**નો તો પરણીને તરતજ ત્યાગ કર્યો હતો, તેને બાર વર્ષ થયા, અત્યારે તે નવયૌવના હતી તેને લીધે કામદેવ તેને પીડવા લાગ્યો થીતે તે અતીશય ઝુરાઇ રહી હતી તેથી તેણે તેની સાથે ઉભેલી એક દાસીને નીચે કહ્યું છેઃ-

**લાવ શખી ઓરશિયો, ચંદન ઘસીએ જેમ;**
**પંજરમાંનું પારેવડું, લાઇ ઓલચીયે તેમ,**

તે (દાસી) મનમાં તો સમજી ગઇ પણ બહારથી મૂર્ખ જેવી બનીને બે ઘડી ટાળને સારૂ તેણે ઓરશિઓ મ્હોં આગળ લાવી મેલ્યો. બાઇ! ગભરાશોમાં આ ચાલી સુખડ લાવી રગડી નાંખું છું પછી તમને મદન કરતા તે વાર કેટલી? એમ બોલતાં તે ચાલી નીકળી. રાણી **ચપળાક્ષી** બોલી આ કુમારજી સાથે મારૂં કાં પાનુ પડયું છે, સર્વે પાંતીએ એ સદગુણી છે પણ મને બળતીને બાળવામાં મોજ માને છે, એ બહુ ખોટું કરે છે. હવે તો એનો કે મારો છુટકો થાય તો શારૂં એને ટાળ, ને મારે બળાપો! ખમી ખમી ખામોશ પણ

ક્યાં સુધી રાખું કરૂં ?એટલામાં દાસીને સુખડ લઈને આવતી જોઇને-બોલી કે—

**દુહો**—મેં જાણ્યું દાસી જાણુ છે, પણ થઇ અંજાણ;
મંગાવ્યો મેં અંગરશીયો, (ત્યારે) લાવી પાશાણ.

તે સાંભળી દાસી બોલી—દેવી ! તમે જે અંગરશિયો માગ્યો તે આ હું ઓરશીયાપરથી-ઉતારીને લાવી હવે એના લેપન**થી** તમને શાંતી વળશે.

એટલે **ચપળાક્ષી** વચમાં ચિડાઇને બોલી મર, તું અંગરશિયા**ની** લાવવા વાળી ! હજુ તું મૂરખની મૂરખજ રહી, સમજ કહ્યું તો પણ સમજતીજ નથી તું જા તારૂં કાળું કર ? અરે ? કોઇ બીજી ચતુરા છે ? ત્યારે **અજયમતી** નામની બીજી દાસી દોડી આવી, તેને નીચેના દુહો કહ્યો,

**દુહો**—દાસી જા એણે ચોતરે, તારૂં મન કરી સુજાણ;
નવનેરાં દશ આંગળો શોધી લાવ નર પ્રમાણ.

**અજયમતી** ઉદ્ધતની માફક દોડી ગઇ. તેના ગયા કેડે રાણી **ચપળાક્ષીએ** અંગરશીઓ લઇ (ચંદન) અંગે ચર્ચ્યું. સંગાર સજી બની ઠનીને તૈયાર થઇ સેજ ઉપર બેઠી અર્ધ ઘડી વીતી કે ચુતરામાં ખપની દાસી **અજયમતી** બહારથી કોઇ બુઢ્ઢાને સાથે લઇને સામી આવી ઉભી. બુઢ્ઢો મલકાતો સેજ પાસે આવ્યો કે રાણી **ચપળાક્ષી** ક્રોંધે હાથ દઇને બોલી—

**દુહો—સમણે ખાડા નેન ચુવે, નાકે વળીયો મેલ;**
**છાસટ ઉપર ચાર ગયાં, તોયે છેલનો છેલ !**

આટલું કહીને તેને વિદાય થવાનો હાથ કર્યો. ત્યારે એક જુવાન

દાસી **માલતી** કરીને હતી. તેણે તેની બાઇ જોઇને કહયું કેઃ—

**દોહો—વિદેશે પીયુ ધન એકલી, બેઠી મહેલમાંય**
**તડફડ ફાટે કંચવો તેથી બ્રેહ ખેંચ્યો નવ જાય.**

(આ બોલવું સાંભળીને રાણી ચપળાક્ષીએ તેના સામુ જોઇ) વિચાર્યું કે–આમાં કાંઇ પાણી જણાય છે બાકીની તો દૈવની વેઠ વળગી છે. ત્યારે તેના હાથમાં પાનનાં બીડાં આપીને કહ્યું કે–

**દુહો—પાંચ બીડાં દીયાં પાનનાં, તુ દેજે રશીયા હાથ,**
**ચાતુર હશે તે સમજશે, ચાલશે તારી સાથ.**

દાસી **માલતી** ત્યાંથી બીડા લઇ ચાલી ચાલી સુખડીયાના હાટમાં આવી આમ તેમ જુએ છે, એટલે કોઇક મહા સ્વરૂપવાન કામકુંવર સરખો એક પુરૂષ તેની નજરે મિઠાઈનાં પડીકા વળાવતો પડયો, ત્યાંથી તેણે તંબોળીની દુકાને જઇ કપુરવેલનાં પાકાં પાનનાંબીડાં બધાવ્યાં. ત્યારે દાસી વિચાર્યું કે એ રશીયો છે કે કેમ તેની પ્રથમ ખાત્રી કરૂં. પછી એને મેહેલમાં લેઈ જાઉં નહિ તો જેમ બે ફજેત થઇ; તેમ હું ત્રીજી પણ થઇશ. પછી તે પછવાડે પછવાડે તેની ચરચા જોતી ચાલી, તો તેણે તેને સરૈયાની દુકાનેથી અત્તર, વિગેરે જોઇ તપાશીને લેતો જોયો, અને છેલ્લે માળીની દુકાને આવી ફુલના હાર ગજરા, તોરા વિગેરે લઇને પોતાના ઘરની વાટ પકડી, દાસીએ જોયું કે આ રંગીલો તો ખરો; એટલે પાછળ દોડી વાણીયાના હાથમાં પાનના બીડા આપી ઝટ ખસી ગઈ ત્યારે તે તરત ફરીને દાસી માલતીના મ્હોં સામું જોઇ બોલ્યો–તું કોઇ મ્હોટાની દાસી જણાય છે, તને કદાચ ખબર હશે કે નગરશેઠના છોકરાએ બાર વર્ષે ગામમાં અને ઘરમાં આજે પહેલ વહેલો પગ મુકયો છે. (જરા હશીને) માટે દાસી ! હવે તું બોલ, કે તે ચતુ-

રશાહ આજે તારી સાથે કેમ આવી શકે? આજે તેના ઘરમાં ઓચ્છવ થઇ રહ્યો છે; શેઠ શાહુકારો તેને ત્યાં મળવાને આવે છે માટે તારી શાથે કાલે આવવા આ કોલ આપું છું માટે મારી વતી તારી બાઇને જઇ વિનવજે હું એવો મુઢ નથી કે તેની અમર્યાદા કરૂં તું શાણી દેખાય છે. માટે બે અક્ષરમાં સમજી જઇશ.

**દાસી માલતી**—વાણીયા! તને ખબર નથી કે હું કોને ત્યાંથી આવી છું. પણ તેં મને એટલી તો ઓળખી કે હું કોઇ મહોટાની દાસી છું. આવ્યા સિવાય તારો બીજો આરો નથી. માટે મારૂં કહ્યું માન અને તારૂં ભલું ઇચ્છતો હોય તો મારી કેડે ચાલ્યો આવ. ખાલી નવનું તેર શું કરવા વેતરે છે? એટલું કહી દાસીએ ચાલવા માંડયું.

**વાણીયો**-(હવે મનના કોડ મનમા રહેવાના આતો ચાલી) વિચારી બોલ્યો અલી ઉભી રહે?-કહી તેને થોભાવી ખીસામાંથી મહોરથી ભરેલી એક કોથળી કાઢી દાસીના હાથમાં આપી કહ્યું કે લે આ અને મને જવાદે, અમારા વાણીયા ભાઇનું એ કામ નથી. માટે તું તારે ગળગળિઆ કર, અને મને છોડ. એમાં તારૂં શું જાય બીજાને શોધીને લેઈ ગયાં. કયાં મારા ઉપરજ છાપ મરાવીને લાવી છું.

(દાસી માલતી તો અસરફી સામું જોતી પણ નથી, ને કહે છે) ડાહી માના દીકરા વાણીયા કહેવાય છે, પણ જરા કાલાઘેલા તો ખરાજ; તું આવીશ તોએ અવાશે, નહિ આવીશ તોય અવાશે માટે હવે તારા આ ગેલછરાવેડાં મેલી દે જે કોઇ ભલી ભલાઇએ માનનો નથી, તો તો તે સરજોરીયે એની મેળે ઠેકાણે આવે છે, માટે નકામી વાંકી આંગળી કરાવીશ મા. તું ખાત્રી રાખજે કે ત્યાં તારો વાંકો વાળ થવાનો નથી. તને ઉન્હો વા સરખો વાય નહિ–તેનો મારો કોલ લે? અમસ્યો શાને બીહે છે?

પછી બન્ને આગળ પાછળ ચાલ્યાં (દાસી) **માલતી** બારણું ઉઘાડી તેને અંદર લઇ ગઈ, મેડીમાં એક સેજ ઉપર ફુલની ચાદર બિછાવી હતી, ત્યાં લેઈ જઇ વાણિયાને બેસાડયો. ત્યાં તેજાનાની ખુશબો મહેકી રહી છે, ખડકીમાંથી પવન ફડ ફડ આવે છે, અને ચાંદરણી ચળકી રહી છે; એવામાં રાણી **ચપળાક્ષી** સોળે સંગાર સજીને રૂમઝુમ કરતી તેની સોડમાં આવીને બેઠી; એટલે દાસી **માલતી** ઉઠી મેડીથી નીચે ઉતરી ઓશરીમાં પાટ માંડીને બેઠી. દાસી **માલતીના** ગયા કેડે બન્ને એ કસુબો કાઢીને પીધો, મીઠાઇઓ ખાધી, ને ચોસર બાજી માંડી રમવા બેઠાં, રમતાં રમતાં ખુબ મસ્તાન થયાં ત્યારે બન્ને સેજ પાસે એક બીજાને સાચવતાં આવ્યાં, શય્યા એવી સપાટ બિછાવી હતી કે કયાંઈ ઢોળાવજ નહોતો, તેથી માથું કયાં ને પાંગથ કયાં તે દીસતુંજ નહોતું. વાણિયાએ વિચાર્યું કે મારી પરિક્ષા વાસ્તે આ કર્યું છે તેથી ઝટ ગજવામાંથી એક લીંબુ કહાડીને સેજપર ફેંકયું, તે ગબડી ગયું કે તે તરફના પગ કરીને બેઠો. ત્યારે રાણી **ચપળાક્ષી** તેના ખોળામાં આવીને પડી. આમન સામન છાપા મારીને વાણીયાયે મર્યાદા તોડી, રંગભોગમાં કેટલી રાત ગઇ તે જણાઇ નહિ, અંતે તેઓ થાકયાં પાકયા સુઈ ગયાં.

તે દિવસે રાજા **સાહિત** બહાર ગોઠ કરવાને ગયો હતો, ત્યાંથી અમલમાં ઘેલો બની ઝુમમાં ને ઝુમમાં તે કયાં જાય છે તેનું **ભાન** નહતું ચાલતાં ચાલતાં અણુમાનીતા ને માનીતીના સામ સામા બે મહેલ આવ્યા, અણુમાનીતીના મહેલમાં કોઇ રાત્રે દીવો દીસતો નહોતો, ને આજ તો ઝમઝમાટ ! એ જોઇને ઘોડો તે તરફ વાળ્યો; ત્યારે પાશવાન બોલ્યો મહારાજ આતો **નવલખા** બાગમાં અણુમાનીતી

રાણી **ચપળાક્ષી** રહે છે, રાજા **સાહિત** બોલ્યો—આજનીરાત અંહિ-યાંજ ગાળીશું એમ કહી ઘોડાને ફેરવી દરવાજામાં પેઠો પેલી **માલતી** જે ઓશરીમાં બેઠી બેઠી ચોકી કરતી હતી, તે રાજા **સાહિત**ને જોઇ ગભરાઇ ઉઠી, કે હાય હાય? "બાર વર્ષે વિવાહ તો ત્યાં પણ હોળી" એટલે આજે બાર વર્ષે રાણીને પુરૂષ મલ્યો તે સુખમાં પણ સળો ? હાય! હાય! બાપડી હીણુ કર્મનો પડીયો કાણો ખરેખર તેવોજ ઘાટ નીકળ્યો. મુળથી દુહાગણ તો છે તેમાં હવે શી વલે થશે રાણી **ચપળાક્ષીની** સોડમાં સોદાગર પડેલો છે ને રાજા ઉપર ધસ્યો જશે ત્યારે કેરજ થશે; તો હવે સર્વનો બચાવ કરવો મારે હાથ છે. એક પળ નકામી ખોઇશ તો મહેલમાં સર્વનું આવી બન્યું.

**માલતી**—ખમા ખમા ! બોલતી ઝટ રાજાની પાસે દોડી આવી કહેવા લાગી, અહિં બીરાજો. એક તો અંધારૂં અને બીજો રાજાની આંખમાં નીશો, તેથી આ અવાજ રાજાના કાનમાં પડતાંને વાર તેણે આંપો ફાડીને સામું જોયું દાસી દીવો ટપકાવી આવીને બોલી, ખમા ! ઘણી ખમા ! પૃથ્વીનાથ આપની જો આજ્ઞા હોય તો મેહેલપર જઇને મારી બાઇને જગાડું.

**રાજા સાહિત—અહીં કોણ છે છાડી ?**

**દાસી માલતી**—આ નવલખો મ્હેલ છે. અને માનીનીનો મ્હેલ તો એ સામે રહ્યો.

**રાજા સાહિત**—આજ તો અહિંજ વાસો રહીશું.

**દાસી માલતી**—(હાથ જોડીને) આપ અહીં કોઇ દીવસ પધાર્યા નથી, લગ્નને આજ બાર વર્ષ વીતી ગયાં તો તે દીવસનો મારી બાઇએ સંગાર કોઇ દીવસ પહેર્યો નથી, ને હજી પણ વસ્ત્ર

આગગાં મેલી સુઈ ગયાં છે ને તે નિદ્રાવસ્થામાં કેવાં સુતાં હશે તે દેખી આપ તેના સામું પણ જોશો નહિ, ઘડી આપ થંભો તો મારી બાઇને દુહો કહીને જગાડું.

**રાજા સાહિત**—અરે છોડી! તું સાચી વાત કહે, હુ ઘોડા સહિત હ્યાં ઉભો તારો દુહો સાંભળું છું કે તું કેવો કહે છે.

એક પગ હેઠો અને બીજો પેગડામાં મેલ્યો. એક હાથે હોકો ધરી બીજા હાથે વડે માથું ટેકીને રાજા ત્યાંજ ઉભો રહ્યો, એટલે **માલતી** મોટા સ્વરથી બોલી:—

**દુહો—કડી ખટકી લગામની, હણહણ્યો કેકાણ;**
**ચોકમાં મોજડી ચમકી, સખી આવ્યા નાવ સુજાણ.**

**રાજા સાહિત**—બોલ્યો-વાહ! દાસી વાહ! તું તો બડી ચતુર છે ને! પછી તો અરીણુની ઝુમ લાગી તેમાં અરધી કલાક વીતી ગઇ! રાજા જાગ્યો, ત્યારે મહેલના દાદરા ઉપર ચડવા માડયું ત્યારે (દાસી) **માલતી** ગભરાઇ ને ફરી બોલી.

**દુહો—એક કળી તેને દો ભ્રમર, દોનકું લાગી પ્રીત;**
**શી વીતી ને શી વીતસે, પગથરે ચડયો ખચીત.**

પછી રાજાને રોકી કહ્યું, પૃથ્વીનાથ! મારી બાઇ હજી જાગ્યા નથી હુકમ હોય તો હું જગાડી સંગાર સજાવું. પછી આપ પધારવા લાજમ છો, રાણી સુતાં હોય ને રાજા જાય એ કાંઈ રાજાનો ધરમ નહિ, રાજા રાજવંશી રીતી પ્રમાણે પાછો રોકાયો ને **માલતિને** ઉપર જવાની રજા આપી.

આણીગમ રાજા **સાહિતનું** નામ સાંભળતાં વારનેજ (રાણી) **ચપળાક્ષી** ઝબકીને ઉઠી વાણીયાને ઉઠાડયો કે રાજા પધાર્યા!

વાણીયાના તો ટાંગા ફુટવા માંડયા—કે મારી મારીને રાજાના ઘરમાંજ મેં પગ નાંખ્યો ત્યારે જીવી જીવીને તે જીવવાનું કેટલું ? મોત માથે ફેરા મારતું જણાય છે. તેના મ્હો ઉપરનો રંગ છવાઇ ગયો, અને બાવરો બની ઘેલછા કરવા લાગ્યો. રાણી ચપળાક્ષીએ વાણીયાને ધમકાવ્યો કે ખબરદાર ! તેં તારી વાત જાણી ? કાંઇ બીહીનો તો ! (તેને તરવાર દેખાડીને)—હવે રાણી ચપળાક્ષીની સજ્યા ઉપરથી રોજ સવામણ ફુલ ઉતરતાં હતાં તેનો ઢગલો એક ખૂણે પડેલો છે, તેમાં વાણીયાને ઢાંકી ઢબોરીને ચુપચુપ પડી રહેવા કહ્યું પછી રાણી ચપળાક્ષીએ સોળે સંગાર સજી બની ઠણીને સર્વ ઠેકાણે ઝાકઝમાળ કરી મેલ્યું; પલંગના કસણ તાણ્યા ને રાજા સાહિતને તેડી લાવવાની દાસી માલતીને આજ્ઞા કરી.

હવે-(દાસી) માલતી હાથમાં મસાલ લઇને આગળ ચાલી ને રાજા સાહિત પાછળથી ચડે છે, રાજા સાહિત માંહે આવીને પલંગ ઉપર બેઠો, રાણી ચપળાક્ષીએ તેની અર્ઘ પાદ્ય પુજા કરી ચંદન ચર્ચ્યું ફુલના હાર ગજરા પહેરાવ્યા, રાજા સાહિતના પાદ પ્રક્ષાલી ચર્ણો દક લેઇ માથે ચડાવીને પીધું. પછી તેની આરતી ઉતારી મોતીએ વધાવ્યો ત્યાર બાદ રાણી ચપળાક્ષીએ કસુંબો કહાડી પોતાને હાથે રાજા સાહિતને પાયો. તે ઉપર બરફી, પેંડા મિઠાઇ આદિનો ઢુંગો કર્યો. છેલ્લે તંબોળ આપીને પોતે પંખો લેઇને બાજુથી વા ઢોળવાને ઉભી. રાણી ચપળાક્ષીની આટલી બધી સ્વામી સેવા જોઇને રાજા સાહિત ખુશ થઇ ગયો. વળી માનીતી હીરણાક્ષીના મહેલમાં કોઇ વેળા આવો સતકાર થયેલો યાદ હતો નહિ. તેમ તે આના જેવી મર્યાદાશીલ અને ભાવિક નથી, એવી પુર્ણ તેની ખાતરી થઇ; તેથી તેને પોતાની ભૂલનો પસ્તાવો પ્રાપ્ત થયો, નિશ્ચે કરીને રાજા સાહિ-

તના ડોળા લાલચોળ સરખા થઈ રહ્યા છે. તે ઝુકતે ઝુકતે બોલ્યો, અરે દાસી ચોસર-બાજી લાવ ? ખેલીયે ! દેખીયે આજ રાણી **ચપળાક્ષીની** ચતુરાઈ?

દાસી **માલતીએ** ત્યાં એક મ્હોટો વેલ બુટ્ટાનો બસરાઇ ગાલીચો બિછાવ્યો. સમી ગોઠવીને બાજી માંડી.

હવે રાજા **સાહિત** હેઠે ઉતરી ઇસને ઓઠીગણ દઇને બેઠા રાણી **ચપળાક્ષી** સામે આવીને બેઠી પણ તેના પેટમાં ડગડગો પેંઠા કે રાજા **સાહિતની** નજર વાણીયાની સામે છે, ને રાજા સોગઠી મારશે ત્યારે તે ઘુજશે તો પછી અંતરપટ ઉઘડી જશે, માટે પ્રથમથી કાંઇ યુક્તિ કરવા સારૂ રાણી **ચપળાક્ષી** હાથ જોડી લાવણ્યતા સાથે બોલી પ્રાણ-વલ્લભ! મારા પ્રાણપ્યારા-આપની હાથ મિલવણી થયા પછી આ રંક કિકરીને બાર વરસમાં આજે ઇશ્વરની કૃપાથી સંસારનો લ્હાવો મળશે, આપ ખેલવટ ખેલવા બેઠા છો સહી, પણ દાસીના દીલમાં એક અંદેશો આવે છે તે આપની આજ્ઞા હોય તો કહું.

**રાજા**-રાણી તું બહુ શાણી છે, ચતુર છે, તારા દિલનો અંદેશો કહે ?

**રાણી ચપળાક્ષી**—પૃથ્વીનાથ! આપની **કુંભ** રાસ જન્મરાશ છે આપ તેને પીઠે રાખી બેઠા છો, જોગણી સન્મૂખ છે, તો મને આપ જીતશો નહીં, પ્રથમ આજે આપ મહેલમાં પધાર્યા છો તો આપનો જય ને મારી હાર થાય તો સારી વાત.

**રાજા**--(હસીને) રાણીજી ! શું તું ટીપણું પણ ભણી છે ! રાણી **ચપળાક્ષીએ** કહ્યું કે હા, ત્યારે રાજા કહે કે એવી વાતમાં આટલી ગ્લાનિ શું કરે છે ? આટલું બોલી રાજા ભોળા ભાવે ઉઠીને સામેની બાજુએ આવી બેઠા. તેને ઓઠીગણને વાસ્તે રાણી **ચપળાક્ષીએ**

મશરૂનો તકીઓ લાવી મેલ્યો. પછી રાણી ચપળાક્ષી તેના ચરીત્રમાં નિર્વિઘ્ને પાર પાડી, તેથી મનમાં ખુશી થઇને રાજા સાહિતની સામે વાણીયાની તરફ મ્હોં રાખીને બેઠી. રમત ચાલી તેમાં રાજા સાહિતના દાવ ઉપર દાવ પડે છે, રાણી ચપળાક્ષીની સોગઠી મારતાં રાજા સાહિત ઉપરાછાપરી-મારી મારી ! કરી પોકારી ઉઠે છે;રાત ભારી થઈ છે, તેનાં પડઘા ગાજી રહ્યા છે, પેલો વાણીઓ ફુલમાં સીકડાઇને બેઠો હતો તે બ્હીને સણુસણુવાથી ધ્રૂજવા લાગ્યો, તેથી ફુલો ખરી નીચે ગબડી પડયા; તે જોઇને રાણી ચપળાક્ષી ( મનમાં ) આશું તો ગજબ કર્યો ને ! રખેને કાંઇ કેર થાય ! માટે એને ધીરજ આપવી જોઇએ; પણ બોલાય કેમ ! વારૂ સમસ્યામાં સમજાવું-એમ વિચારી બોલી.

**દુહો—ભ્રમર કાચી કળીમાં લપટાયો, હવે થરથર કંપે કાં!**
**અમૃતનો રસ ભોગવી, મરણાં ભાગો ડરે કાં !**

રાણી ચપળાક્ષીની વાણી સાંભળી સોદાગર તો સમજીને પાછો છાનોમાનો બેસી રહ્યો. પણ રાજા સાહિતને આનો મર્મ નહિ સમજાયાથી વહેમ પડયો, તેથી તે બોલ્યો જે રાણીજી આ ઘાવ શું કારણ ઉપર કહો !

ચપળાક્ષી બોલી-પૃથ્વીનાથ ( ગળામાંનો હાર દેખાડીને ) મારા કોટમાં હાર છે, ઉદરમાં કમળ છે, ને કમળમાં ભ્રમર છે. એ આ છાતી ઉપર આવ્યો અને કંપી ઉઠયો. કારણ કે જ્યારે રાજા રાણીની છાતી ઉપર હાથ નાંખશે, ત્યારે મરી જઇશ, પછી ચતુરાઈ લડાવીને આગળ બોલી કે તેથીતે ભ્રમર મારી છાતી ઉપર રહી મહાદેવની પ્રાર્થના કરે છે, કે અંતને સમયે મારૂં રક્ષણ કરે. તેને અભય આપીને મહાદેવે મસ્તકે ચડાવી ઠેઠ ગંગાદ્વારે સ્થાપ્યો છે. આવા અચળ આસનપર તેનાથી નિરાંતે બેસાતું નથી, તેથી ત્યાં તે ધ્રુજ્યા કરે છે, કરણ કે રાજા સાહિતના હસ્તકમળની પુજા મહાદેવને ચડશે ત્યારે તે બિચારાની મહેનત ધોવાઇજશે.

રાજા સાહિતના લક્ષમાં આનો છાયો કાંઇક પડવાથી તેણે કહ્યું કે હારને દૂર કર. ત્યારે રાણીએ હાર કહાડીને ખીટીએ લટકાવ્યો પછી હસતી હસતી આવી, રાજાની સોડમાં વૃક્ષવેલીની માફક બેઠી. આલીંગન દઇ ચુંબન કરતાં રાજાની નજર રાણીના ગાલ ઉપર પડી. તેથી તેને તરછોડીને ક્રોધ કરી મ્યાનમાંથી તરવાર કાઢીને કહ્યું "કુત્તી! આ નહોર કયાથી પાડી આવી છે?" કહી રાજા તેને મારવા ધસ્યો, રાજાનો નીશો પણ ઉતરીને સુમારે આવ્યો છે તેથી રાણી ચપળાક્ષી આગળ ને રાજા સાહિત તરવાર લઇને વાંસે દોડયો, એટલે ચતુર દાસી માલતી (મનમાં આણે તો ઘર ઘાલ્યું) એવું વીચારી વચમાં પડીને બોલીઃ—

**માર માર માર'તો મરે, મુજ વારતાં ગડતી પરે;**
**નાના કરતાં આવી ધસી, ને કમળ લેતે ભમરે ડસી.**

હે રાજા સાહિત! આજે ઉકળાટ બહુ થયો હતો તેથી (ફૂલના ઢગલા તરફ હાથ લાંબો કરીને) પરામાં સરોવર કાંઠે દેવી સ્નાન કરવા ગયાં. ત્યાં કમળ ઉગેલાં જોઇને રાણી ચપળાક્ષીએ મને ફુલ તોડવા કહ્યું મેં ના કહી કે બાઇ! ભમર નીકળે તો કરડી ખાય, ત્યારે પોતે જઇને નલીનમાંથી ફુલ તોડયાં, તે મેં ઘણુંએ વાર્યાં પણ સાંભળેજ શેનાં? તેવામાં ભમરો ઉડતો ઉડતો આવી રાણીના ગાલને કમળ સમજી તેનાપર જઇ બેઠો. રાણીએ ખુશબોદાર ઓષધી મરદન કરી હતી. તેની મોહજાળમાં તેણે ભોળવાઇને ડંખ માર્યો, માટે રાણીને સારી પેઠે મારો તોજ તે ફરીને મારૂં કહ્યું માનશે.

દાસીની આવી મનોરંજક વાત સાંભળીને રાજા ખુશ થઇ ઓશિયાળો થઇને ઉભો ને રાણી ખડખડ હસી પડી. રાજાએ પોતાના હાથનાં પોંચી શાંકળા વીગેરે ઉતારી દાસીને શિરપાવમાં આપ્યાં તે લઇને દાસી ચાલી ગઇ, રાજા રાણીએ બાકી રહેલી રાત પ્રેમયુદ્ધથી આનંદમાં પુરી કીધી.

હવે અણમાનીતી **ચપળાક્ષીનાં** નવલખા મહેલમાં શું શું દુહા બોલાયા તે પેલી માનીતી **હીરણાક્ષીએ** સરવે સાંભળ્યાં, અને ત્યાંનો સઘળો ઓચ્છવ જોયો. તે તેનાથી ખમી શકાયું નહિ. તેથી પરોઢિયે બારીએ બેઠી બેઠી બોલી કે

**દુહો—આંબો ફળે પરવારથકી, મહુડ ફળે રસ ખોય?**
**રસ જે કો પિયે ઉસમેં, અક્કલ કહાંસે હોય.**

શોકનાં કઠોર વેણ સાંભળી રાણીની છાતી ભરાઇ આવી આંખમાં આસું લાવી ડુસકા ખાતી ખાતી બોલી કે પૃથ્વીનાથ! શોકયનાં મેણાં ખાવા પડે છે તે સાંભળ્યાં? પોતે ગરવ કરી આંબો બની છે. અને મને તુચ્છ મહુડો ગણી કાઢે છે, અને તમે જે હમારો રસ પીધો તેને મુરખ તોલે ઠરાવે છે, કહોતો જવાબ આપું, પછી વળતો દૂહો બોલી—

**દુહો—હું બલિહારી ઉન રૂખડા જેને ફળે દીવા બળંત.**
**પાને ઘેબર નીપજે, મને મારો રૂઠડો નાવ મિલંત.**

રાણી **ચપળાક્ષિનું** ડહાપણ અને તેનો ભાવ જોઈને રાજા તેના ઉપર મોહિત થઇ ગયો. ને તેને છાતી સરખી દાબી ગોદમાં લઇને તેનું સમાધાન કર્યું.

હવે રાત્રીને વિશે પેલા વાણીઆએ બજારમાં ખરીદ કરેલો સામાન વાણોતર સાથે ઘેર મોકલાવ્યો, તેણે ઘેર જઇ તેની સ્ત્રી **પ્રેમમતીને** સોંપીને કહ્યું કે શેઠ જરા ચોકમાં ગયાં છે, તે હમણા આવના હશે. શેઠાણી **પ્રેમમતીએ** સપાટા સાથે બત્રીશી રસોઇ બનાવી ને તેત્રીશાં શાક વઘાર્યાં. રસોઇના ઘરમાં રંગોળી ચિત્રી છે. અગરબતીયો સળગાવી છે; ખાને ખાને સુશોભિત રંગેલા પાટલા મુકયા છે, તેની પાસે લહેજતદાર ઠંડા પાણી ભરી લોટા લોટી ઉપરા છાપરી ગોઠવ્યા છે. તેની

સામે બાજઠપર રૂપાની થાળમાં પકવાનાદિ પીરસી તૈયાર કરી મુકયા છે કે રખેને ધણી આવે અને વાર લાગે. ધણીવાર થઇને ધણી આવ્યો નહિ ત્યારે ઉચ્ચાટ કરતી ઘડીએ ઘડીએ તે બહાર આવી અટારીએથી જુવે છે, અને પછી ઘરમાં જાય છે, કારણ કે ચુલા ઉપર કાંઈ બળી જાય નહિ, આમ ફેરાઆંટા ખાતાં ખાતાં તેના હાથ પગ થાકી ગયા, ચઉટામાં ખબર કાઢવા માણસો મોકલ્યા હતા, તેઓ પણ નીરાશ થઇને પાછાં આવી બોલ્યાં કે-અમારાં શેઠ-તમારાં ધણી, ઇશ્વર જાણે કયાં ગુમ થઇ ગયા છે! અમે શોધી શોધીને સઘળે થાકયા, બારે વરસે શેઠ આવ્યા, તેથી રખેને રસ્તો ભુલ્યા હોય? તેથી ફરી વળ્યામાં અમે કશી બાકી રાખી નથી. અંતે રસ્તામાં લોકોની આવજા બંધ પડી. કોઈ હરતું ફરતું દેખાતું નથી, રાત પાછલી પહોર રહી, પણ શેઠ આવ્યા નહિ અને આવવાની આશા પળે પળે ઓછી થઇ ત્યારે સર્વના મનમાં કુતર્ક ઉત્પન્ન થવા લાગ્યા. આખરે અબળા તે અબળાજ! આ બધું સાંભળીને અને સહી ને તેની છાતીએ ધીરજ તુટી ગઇ ને તે એકદમ પોક મેલી રડી ઉઠી કલ્પાંત કરવા લાગી! અંતે વા'ણું વાયું, ત્યારે તેને સુજયું કે આની ખબર રાજા સાહિતને કરવી, અને તે પણ મારેજ જાતેજ જઇને કરવી જોઇએ. એવું વીચારી પંડે મહા પોકાર કરતી, ભોંય ઉપર શરીર પછાડતી રાજાના મહેલ આગળ આવી, તે વેળા રાજા સાહિત ઝરૂખે બેસીને દંતધાવન કરતો હતો. અને રાણી ચપળાક્ષી તેની પાસે ઉભી રહીને પાણી આપતી હતી, તેની નજર પેલી હાયપીટ કરતી આવતી તરૂણીપર પડી કે રાણીએ તરત તેને ઓળખી લીધી કે નક્કી આ વાણીઆની સ્ત્રી હોય! એના ધણીનો આખી રાતનો વિયોગ પડવાથી એણે પાંપણ પણ મેળવી નથી. પણ એ ચતુર નારી

જણાય છે, તેથી એને સમસ્યામાં ચેતાવું, જેથી તે પોતાનો સઘળો શોક મુકીને પાછી ઘેર જાય. અને કદાચ રાજા પુછે તો એને જે કહેવાનું હોય તે ફેરવી નાખી કહે—

**દુહો—હે ભમરી તું કા રૂદન કરે, તારો મધુકર મુવો નાજાણ;**
**પ્રોહ ફાટે પરગટ થશે, મધુકર મિલેંગા આણ.**

અર્થાત—બાઇ તું કાં રૂએ છે ? તારો ધણી મુવો ન જાણ પણ પહોર દિવસ પછી જ્યારે રાજા **સહિત** કચેરીમાં જશે, ત્યાર પછી છોડી મેલીશ તે તારે ઘેર આવશે.

રાણી **ચપળાક્ષી**ની વાણી સાંભળીને તે જાણી ગઇ કે પાણી અંહીજ મુવા છે. મારી શોકય રાણીએજ મારા ધણીને ઘાલેલો છે. હવે ચિંતા નથી. હું એમની એમ પાછી જાઉં એ ઠીક નહિ, રાણીએ—શું જાણે કે વાણિયાં પણ કેવાં હોય છે. માટે બે શુકન કહેવાં તો ખરાં, પછી **પ્રેમવતી** બોલીઃ—

**ન માર્યો હોયતો મારજે, એ નર એરંડા-શમજાય**
**જીન ઘર કસ્તુરી નીપજે, એનું મન ધંતુરે જાય.**

**અર્થાત;**—હે રાણી ! જો એને તેં ના માર્યો હોય તો મારજે. કારણ જેને ઘેર હું કસ્તુરી જેવી છું, તેનો ધણી તારા જેવી ધંતુરાને સુંઘવા કેમ આવ્યો ?

**રાજા સાહિતે** આ તમાસો જોઇને કહયું કે—રાણી શું કહ્યું ? તમે એને, ને એ તમને શું કહેતી ગઇ, આમાં કાંઇ ભેદ છે.

ત્યારે રાણી **ચપળાક્ષી** હસીને બોલી કે મારે તેને કહેવાનું હોય શું ? કોઇકનું સંબંધી મરી ગયું હોય ને રડે તેમાં મને શું હોય ? પણ મેં તો કાલે જે ભમરો મારા હારમાં ગુંથાયો છે, તેની આ

ભમરી તમારા માથાપર ભમ્યા કરે છે, તેને કહ્યું કે હવે તું શાને ગુણગુણતી રૂદન કરે છે ? તારો ધણી ભમરો મુઓ નથી પણ કમળમાં કેદ પડેલો છે. તે હમણાં સુરજ ખીલશે, ત્યારે આપોઆપ તને આવી મળશે,

રાજાસાહિત રાણી ચપળાક્ષીની વાત સાંભળીને સમજ્યો કે રાણી બડી રંગીલી અને ખબરદાર છે, કે હરેક જંતુને પણ સલાહ અને સુખ આપે છે, પછી તે નીત્ય નીયમ કરીને સમય થયો, ત્યારે દરબારમા જવા નીકળ્યો તે વેળા રાણી ચપળાક્ષી આવી છેડો પકડી બોલી-હમણાં હું જવા નહિ દઉં ? દઇવ જોગે પારસ હાથ આવ્યો તેને હું હવે વ્હીલો મુકનાર નથી, રાણી ચપળાક્ષીનો આવો અપુર્વ પ્રેમ જોઇને રાજાએ નિત તેના મેહેલમાં આવવાનો કોલ આપ્યો એટલુંજ નહિ. પણ ખજાનાની કુંચીઓ વગેરે મંગાવી તેનેજ સોંપી,

રાજા સાહિતના ગયા કેડે રાણી ચપળાક્ષીએ વ્હેવારિયાને બહાર કાઢયો. આખી રાત કૂલમાં પડી રહેવાથી તેના હાથ પગ વળી ગયેલા જોઇ તેને તેલ ફુલેલાદિ ચોળી નવરાવી-નવાં વસ્ત્રા ભુષણ આપી નીચે સુધી વળાવી કહ્યું કે-વ્હેવારીયાજી હવેથી આ મ્હેલ તરફ કોઈ દિવસ જોશો નહિ ને જે વાત બની તે પણ યાદ કરશો નહીં.

---

## ઠાકોર રામસિંહ અને તેણે સજીવન કરેલી તેની લલના દેવ સુંદરિની વાર્તા.



એક ન્હાના સરખા પર્વતપુર ગામના ગામમાં રામસિંહ કરીને એક ઠાકોર રહેતો હતો. તેને તેની સ્ત્રી દેવસુંદરી વચ્ચે ઘણો પ્રેમ હતો તેઓને એક મેકના સીવાય દુનિયામાં ત્રીજાં કોઇ પણ સાથે સંસર્ગ નહિ હતો. ઠાકોર રામસિંહ પોતાની સ્ત્રી દેવસુંદરીને એટલો તો ચાહતો હતો કે તેને પોતાનાથી અળગી કરી જરાપણ વિયોગ સહિ શકતો નહિ. તેને પોતાના જાન કરતાં પણ વધારે ગણુતો જેમકેઃ-

**સારંગે સારંગ ગ્રહ્યો, સારંગ આપો ધાય.**
**મનકો સારંગ મેં રહું, દિલકો સારંગ જાય.**

પણ તેમની પ્રીતિ ઝાઝા દિવસ સુધી વિશેષ રહી નહિ. તેમના સુખમાં ઇશ્વરે એક મ્હોટો દુઃખનો પહાડ નાંખ્યો. દેવસુંદરી બીમાર પડી સ્વર્ગ સ્વાધીન થઇ. પોતાની પ્યારી સ્ત્રી દેવસુંદરીના મરણનો જખમ ઠાકોર રામસિંહના દિલમાં એવો વાગ્યો કે તે ઘડી સુધી બેશુદ્ધ રહ્યો. લોકો પોક મેલતા આસપાસથી ભરાંયા અને દેવસુંદરીનાં શબને બાળી નાખવાને લેઇ જવાના ઇરાદાથી વાંસ ધૂણી વગેરે મંગાવ્યાં,-ત્યારે ઠાકોર રામસિંહના મનમાં જુદા જુદા તર્ક થવા લાગ્યા કે હાય! હાય! શું મારી વહાલી દેવસુંદરી ને બાળી નાંખશે? પછી તેણે પોતાની સ્ત્રી દેવસુંદરીને એકદમ ખાંધ ઉપર ઉઠાવી અને ઝપાટાબંધ દોટ મુકી, નાશવા માંડયું તેથી થોડી

વારમાં તે કયાં ગયો તેની કોઇને ખબર પડી નહી. તે રાનની મોટી ઝાડી વટાવી બેભાનમાંજ એક મ્હોટા પહાડ ઉપર ચડી ગયો, અને એક શીખર આગળ આંબાના વૃક્ષ હેઠે દેવસુંદરીનું મડદું વીસામી તે સાથે પોતે બળી મરવાનો વીચાર કર્યો, તેના આખા મ્હોં ઉપર દીલગીરી છવાઇ રહી. તેની લાલ આંખ્યો આકાશી વાદળાં તરફ ક્રોધથી ધગી રહી હતી. આ વખતે તેની ખુબસુરતીએ પોતાનું રૂપ ફેરવી તેને ભયંકૂર રાક્ષસ જેવો બનાવી દીધો હતો, તેણે બળી મરવાનાજ ઇરાદે પહાડ ઉપરથી સુકાં સુકાં લાકડાં વીણી લાવી ઢગલો કર્યો, અને તેની ચીતા ખડકી પછી પોતાની સ્ત્રી દેવસુંદરીને લઇને પોતે બળી મરવાં માટે દેવતા સળગાવવા મંડયો, એટલામાં "હાં-હાં" સબુર એમ મોટો અવાજ તેને કાન પડયો; આથી તેણે પાછું ફરી જોયું કે અંહી કોણ અટકાવવા સારૂં આવ્યું છે ? તો તેની નજર એક મોટા દીગંબર જોગીરાજની સામે પડી. જોગીરાજે પાશે આવી પૂછયું કે બચ્ચા કયા કરતા હે ! ઠાકોર રામસિંહે કહ્યું મહારાજ બળી મરૂં છું, જોગી કહે કયા સબબ ? પછી રામસિંહ ઠાકોરે રૂદન કરીને પોતાની સઘળી વાત કહી, તે સાંભળી જોગી બોલ્યો બચ્ચા તેરા સચ્ચા પ્રેમ હે કે કચ્ચા ? જો સચ્ચા પ્રેમ હોવે તો એ પાણીકી અંજળી ઉસકેપર છાંટ; ઔર તેરી આધી ઉમર ઉસકુ બક્ષીસ કર. એ જરૂર જીતી હોગી એ મેરા બચન હે.

આ સાંભળી તે એકદમ ચીતામાંથી ઉઠયો અને જટાધારીને પગે પડયો બાવાજીએ પાત્રમાંથી તેના હાથમાં એક ખોબો પાણી આપ્યું અને તેનાં ઉપર છાંટવાને કહી પોતે અદૃશ્ય થયાં. જ્યાં તેણે પાણી છાંટયું કે પેલી સ્ત્રી દેવસુંદરી તુરત ઉઠીને બેઠી થઇ, અને પોતાની નાગના જેવી વીખરાએલી વીશાળ વેણી હાથમાં લઇ સ્વામીને પુછવા

લાગી કે હું અહીં કયાંથી ? તમે કોઇ પણ દીવસ મને તમારા દીવાનખાનાની બહાર સૂર્યનું કીરણ સરખું જોવા દીધું નથી અને આજે આ ભયંકર પહાડ ઉપર ખુલ્લાં આશમાનની વચ્ચે કેમ આણી છે ? **રામસિંહ** બોલ્યો-પ્યારી માશુક તું ગભરાઇશ નહી; હીમ્મત પકડ હમણાં હું તને જે વાત કહીશ તે તારા માનવામાં પણ નહીં આવે. પણ પ્યારી! તું તો મરી ગઇ હતી, અને તને બાળી નાખવા લઈ જવાને સઘળાઓ વિચાર કરતા હતા એટલામાં હું તારૂં મડદું લઇ જુસ્સાભેર અંહિ નાસી આવ્યો ને તારા પ્રેમની ખાતર તારી સાથેજ મેં અહીં બળી મરવાનો ઠરાવ કર્યો, જો મેં આ લાકડાં ખડકયાં છે તે તેટલાજ માટે હતાં, પણ એટલામાં એક મહા પ્રતાપી અબધુત જોગીએ મને અટકાવ્યો અને એક અંજળી પાણીભરી આપી; તારા ઉપર છાંટવાનું કહ્યું ને પોતે અલોપ થઇ ગયાં. મેં તે પ્રમાણે કર્યું એટલે તું તુરત બેઠી થઇ પ્યારી ! મેં તારા પ્યારને ખાતર તે જોગીરાજના કહેવાથી મારી અરધી ઉમ્મર તને બક્ષીસ કરી છે. ઠાકોર **રામસીંહ**ની વાત **દેવસુંદરાને** સઘળી શીતુર જેવી લાગી ને પોતે નિંદ્રામાંથી જાગૃત થઇ હોય તેમ જાણ્યું. પણ પતી તેને શા ઇરાદાથી અહી લાવ્યો હશે તે વીશે તે જુદા જુદા કુતર્ક કરવા લાગી, અને તેમાં તેની બુદ્ધિ ફરી તેનુ મન જે આજદીન સુધી તેનેજ ચહાતું હતું, તે બીજી તરફ ઉછાળા મારવા માંડયું અને તેનો ધણી ઘણો જુઠો ને પાખંડી દીસવા લાગ્યો, પણ ભોળો પતી તેના પ્રેમમાં ડુબેલો હતો તેની કાંઇ ખબર તેને પડી નહીં, તેણે પોતાની સ્ત્રી **દેવસુંદરીને** કહ્યું કે પ્યારી ! હું શ્રમથી થાકી ગયો છું, માટે મને તારા ખોળાના સુખાસનમાં જરા શીર મુકી આરામ કરવા દે, એમ કહી તે તેના ખોળામાં સુતો. અને શ્રમથી થાકી ગયેલો હોવાથી તેને તરત નિદ્રા આવી. ગઇ એટલામાં

કોઇ **શેરબેગ** કરીને શાહજાદો શિકાર કરવાને નીકળેલો ત્યાં આવી ચઢયો તેની અને **દેવસુંદરીની** નજર એક થઇ **શેરબેગ** તેને જોઇ આશ્ચર્ય પામ્યો કે આતે કોઈ રંભા હશે કે મૃત્યુ લોકની સ્ત્રી હશે, એમ પારખવાને તેને કાંઈપણ સાધન જડયું નહીં. તેથી તેણે શિકારને આગળ જવા દીધો અને પુતળાની માફક પેલી સ્ત્રીના સન્મુખ ઉભો રહ્યો. જે કામદેવને કવીઓ કહે છે. કે પેલા સ્મશાનવાસી મહાદેવે બાળી નાખ્યો છે, તે આ વખતે સજીવન થયો. શાહજાદો હરણને મારવા માટે પોતાની પાસે જે બાણ હતું તે વાપરવું ભુલી ગયો; પણ હિરણાક્ષીને મારવાને પોતાનું નેણરૂપી વક્ર બાણ છોડયું. રજપૂતાણીએ પોતાની પ્રેમરૂપી ઢાલથી તે ઝાલી લીધું, અને આશકને મળવાને જે સ્ત્રી આતુર હોય ને જેને કવીઓ સુદીતા નાયકા કહે છે. તે રૂપ તેનામાં પ્રગટ થયું. શરમથી અને પેલો સુતેલો માણુસ સાંભળે તેથી તેઓ મ્હોડેથી તો ચુપ રહ્યાં, પણ તેમના હાથને નેત્ર ચુપ રહ્યાં નહી. **શેરબેગે** શાન કરી સમજાવી દીધું કે તેણે પોતાના પતિનું માથું બાળવીને એક પત્થરની શાલા ઉપર અડાડી દીધું. અને તે પછી તે **શેરબેગ** સાથે ઘોડા ઉપર બેસી તેના શહેરમાં રવાના થઈ.

પતિ પાસું ફેરવવા ગયો કે તેનું માથું નીચે પછડાઇ તેમાંથી લોહી નીકળ્યું. એટલે તે જાગી ઉઠયો, ને જુવે છે તો પોતાની સ્ત્રી **દેવસું-દરી** નથી, જેથી તેની શોધ કરવાને ચાલ્યો, તે ફરતો ફરતો. એ વર્ષે જે શાહજાદો **શેરબેગ** તેની સ્ત્રી **દેવસુંદરીને** હરી ગયો હતો, ત્યાં ગયો, ત્યાં તેને ખબર થઇકે શાહજાદો **શેરબેગ** કોઇ ખુબસુરત **દેવસુંદરી** નામની સ્ત્રીને દપટાવી લાવ્યો છે. તે પોતાનીજ સ્ત્રી હશે એમ તેને લાગવાથી તેણે **અજીતબેગ** બાદશાહ પાસે ફરીયાદ કરી આથી બાદશાહે **શેરબેગને**

બોલાવી પુછયું. ત્યારે શાહજાદાએ તેના પતીને હસી કહાડયો-કે પ્રેમ વીના પ્યારી થાય નહિ. બાદશાહ સલામત આની સુરત તો જુવો. (તેનું રૂપ વિયોગથી બળી ગયું હતું) ને પછી તેની જુવો. તે એની સ્ત્રી કયાંથી? તે તો ઇંદ્રની રંભાના જેવી રૂપવાન છે. તેને આવા પુરૂષને માટે ઇશ્વરે ઘડી હોય એમ તમે દરિઆફ્ કરશો તો તે પણ સૃષ્ટિના નીયમથી ઉલટું થશે. તેને મેં મારી પટરાણી કરીને સ્થાપી છે, ને મહેલમાં દાખલ કરી છે, ત્યાંથી મર્યાદ તોડીને બાહેર બોલાવાય નહિ! તે સાંભળી પેલા **રામસિંહ** રજપુતે ઘણી ઘણી તકરાર કરી પણ તે બધું ધુળ ઉપર લીંપણની પેઠે વૃથા ગયું, ત્યારે અંતે મ્હોટો ઘાંટો કાઢીને કહ્યું-**અજીતબેગ** પાદશાહ તમે ખરાજ ન્યાયી હો. તો મને બાઇડી જોઇતી નથી, પણ મેં જે તેને મારી અમુલ્ય **અર્ધ ઉમ્મર બક્ષી** છે તે પાછી અપાવો! આ સાંભળી બધા હસ્યા, પણ પેલાએ તો જકર્જ લીધી. ત્યારે **શેરબેગ** શાહજાદો કહે ભાઇ તારી એકપણ ચીજ હમારે હરામ છે. **રામસિંહ** કહે મારે તેની કે તમારી સાથે કાંઇ વેર નથી, પણ તે મારી સ્ત્રી **દેવસુંદરી** સાથે સદાયના છુટા છેડા થતી વખતે મને એક વારજ નેત્ર મેળાપ કરવાદો, ને એટલુંજ તેની પાસે બોલાવો કે **"જે તેં મને તારી અર્ધી ઉમ્મર બક્ષી છે તે જા પાછી આપી"** તો બસ છે. અને પછીથી તમારા રાજમાં એક પળવાર પણ ઉભો રહી તમને તસ્દી આપીશ નહી તે સાંભળી **અજીતબેગ** બાદશાહને તેના વચનની કેટલીક અસર થઇ, અને તેની તે યોગ્ય શરત ન્યાયના આધારે કબુલ કરવી પડી. પણે શાહજાદા **શેરબેગે** સ્ત્રીને મહેલમાંથી બોલાવી. તે આવી હસતી હસતી બોલી કે હે પરદેશી તું કોણ છે, તે હું જાણુતી નથી. છતાં તું બીજાની સ્ત્રીનું ચીત્ત વેધકરૂપ સાંભળી ગાંડો થયો છે કે

શું ! રામસીંહ ઠાકોરે તેનાં બોલેલા વચન ઉપરથી જાણ્યું કે સ્ત્રી મારી તો ખરી પણ વંઠી ગઇ છે. જેથી તેને ઉમ્મર પાછી આપવાનું કહ્યું. તેવીજ તે બોલી કે મુરખ ! ઉમ્મર તે કયાંઇ અપાતી હશે, પણ તું ગાંડો થયો છે તારા જેવા કુતરાઓની તો હું પરવા પણ કરતી નથી, તો પણ જ્યારે **અજીતબેગ** બાદશાહનો તારે વાસ્તે આગ્રહ છે તો કહું છું કે "જો તેં મને તારી અર્ધી ઉમ્મર બક્ષી હોય–**તો તે પાછી લે !**" તેટલું સાંભળી તેનો પતી ચાલતો થયો, પણ પણે પેલી સ્ત્રી **દેવસુંદરી** તો તુરત ધબ લઇ મુડદુ થઇને પડી !! તે વખતે ત્યાં ભરાએલી આખી સભા વિસ્મય થઇ. પણ પેલા દુઃખી પતીએ આ દેખાવ જોયો નહી, કારણ કે તે ત્યાંથી કયારે નીકળી ગયો તેની ખબર રાજાને મળીજ નહી.

આ દેખાવ જોઇને પેલા **શેરબેગ** શાહજાદાની આંખમાંથી લોહીના આંસુ પડયાં, જેને બે વરસથી પોતાની પ્યારી અને ઇમાનદાર સ્ત્રી ગણતો હતો તેની બેવફાઇ ઉપર તિરસ્કાર છુટયાથી તે તેના મુડદા તરફ નજર પણ કર્યા સીવાય ચાલ્યો ગયો ને **અજીતબેગ** બાદશાહે તેની લાશ ઢોર ઉચકનારાની પાસે ફેંકાવી દીધી.

---

## છેલભટ્ટ અને તેની લલના શુદ્ધસુંદરીની વાર્તા;



સુશીલપુર નામનાં નગરમાં એક છેલભટ્ટ નામનો બ્રાહ્મણ હતો તે ભિક્ષાવૃત્તી કરી ગુજરાન ચલાવતો અને તેમાં સંતોષ માનતો. તેની સ્ત્રી અંબા ઘણીજ પવીત્ર હતી. તેને એક **છબીલભટ્ટ** નામનો પુત્ર હતો. **છબીલભટ્ટ** જ્યારે બાર વર્ષનો થયો ત્યારે **છેલભટ** કાંઇ રોગમાં આજારીથી મર્ણ પામ્યો, તેથી ઘરનું ખર્ચ તેને માથે આવી પડયું, તે બીલકુલ ભણ્યો નહોતો, તેથી તે નિર્વાહ કરવાના ઉપાય શોધવા માંડયો. પછી તેના કેટલાક આડોશીપાડોશીએ વારેવારે ટોકીને તેને ભણવાની સમજુતી આપી. તેનું લગ્ન તેના પીતાએ મુળથીજ કરી રાખ્યું હતું. છોકરાએ પરદેશ ભણવા જવાનો નિશ્ચય કર્યો અને સગા વિગેરેની રજા લઇ વીદેશનો રસ્તો પકડયો, કેટલેક દીવસે તે **ઉમીયાપુર** નામના શહેરમાં આવી ચડયો. ત્યાં એક **સોમેશ્વર** નામનો પંડીત નીશાળ ભણાવતો હતો, તેની પાસે આવી પુછયું જે હું બ્રાહ્મણનો દીકરો છું. આપ મને ભણાવશો ? પંડીતજીએ તેનું નામ ઠામ, જાત વીગેરે પુછી. તો દૈવયોગે તે તેનોજ જમાઇ નીકળ્યો. તેઓ એક એકને ઓળખતા નહોતા તેનું કારણ, તેમનો બહુ વર્ષપર સંબંધ થએલો હતો. પંડીતે જાણ્યું કે જો હું જાહેર પડીશ તો એ મારે ઘેર ભણશે નહીં, માટે એને અજાણુજ રાખવો, તેથી તેણે પોતાના ઘરમાં કોઇને એ વાત નહી કરવા વિચાર કર્યો; પણ તે ઓળખાય નહીં. તેની જુકતી કરી પંડીતે કહ્યું કે તારૂં, તારા ગામનું, અને તારા બાપનું

નામ ફેરવીને આ ગામમાં રહે તો હું તને ભણાવું. તે ગરજુ વીદ્યાર્થીએ એકબુલ કર્યું. પછી તેને ગુરૂ થઇને વિદ્યા ભણાવવા માંડી. **પંડીત સોમેશ્વર**ની જે પુત્રી **સગુણસુંદરી** હતી તે પણ ભણતી હતી. થોડો વખત વિત્યા બાદ તેઓ ભણીને તૈયાર થયાં, **છબીલભટ** જે પ્રથમ મુખ હતો અને કાના માત્રાનું ઠીકરૂં ન્હોતો જાણતો, તે આ વખતે મોટા પંડીતોની સાથે વિવાદ કરે એવો પરાક્રમી થયો.

હવે-ગુરૂ તે શેહેરના રાજા **કીશોરસીંહ** પાસે રોજ કથા વાંચવા જતો હતો. તે એક વખતે બહારગામ જવાનો તૈયાર થયો, ત્યારે તેણે વીચાર્યું કે રાજા **કીશોરસીંહ**ને ત્યાં હું કથા વાંચવા કોને મોકલીશ ? પછી તેને યાદ આવ્યું કે હવે મારો જમાઇ **છબીલભટ** શકતીમાન થયો છે, તેને મોકલીશ. તો ચાલશે પછી તેને રાજ્યસભામાં કથા વાંચવા જવા જણાવી પોતે પરદેશ ગયો. **છબીલભટ** બીજે દીવસે કથા વાંચવા ગયો. તેની સ્ત્રી પંડીત **સોમેશ્વર**ની છોકરી **સગુણસુંદરી** પણ કથા સાંભળવા દરબારમાં ગઈ, **છબીલભટ** કથા કરતો હતો તે વખતે તેની વીદ્વતા જોઇ પંડીત **સોમેશ્વર**ની પુત્રી **સગુણસુંદરી**નું ધ્યાન તેના ઉપર ઠરી રહ્યું હતું, તે બંનેની યુવાવસ્થા જોઇ રાજા **કીશોરસીંહ**ને શક આવ્યો કે આ બન્નેમાં કાંઇ લાગવટ છે, પણ ખરૂં જોતાં તેઓ બંનેનાં મન સ્વચ્છ ગંગાજળ જેવાં નિર્મળ હતાં. કૂકર્મ શી ચીજ છે, તેનો તેમના મનમાં ભાસ પણ નહોતો. રાજા **કીશોરસીંહ**ને જ્યારે આમ લાગ્યું, ત્યારે તેણે પંડીત **સોમેશ્વર**ની પુત્રી **સગુણસુંદરી**ને બોલાવવાનો ઇરાદો કર્યો, તે જેવી ભણેલી હતી તેવી ખૂબસુરત પણ હતી. તે દીવસે **છબીલભટ** કથા વાંચીને ગયો. ત્યારે પેલી છોકરી **સગુણસુંદરી** પણ તેની સાથે ઘેર ગઇ. બીજે દીવસે **છબીલભટે** પાછા આવીને કથા શરૂ કરી તે વખતે પણ તેની સુદુ-

વાણી સાંભળવાને છોકરી હાજરજ હતી. રાજા **કીશોરશીંહનું** ધ્યાન કથા ઉપર બીલકુલ નહીં હતું. પણ આ કર્મકથા ઉપર લાગેલું હતું કથા વંચાઈ રહ્યા બાદ પંડીતપુત્રી **સગુણસુંદરી** મહારાજની વાંસેજ જવા લાગી. ત્યારે રાજા **કીશોરસીંહને** કામદેવે સતાવ્યો, તેણે પોતાની ખાનગી દાસીને ચેતાવી કે તેને રાત્રે અહીં આવવાની સુચના કરે. દાસીએ પંડીત **સોમેશ્વરની** પુત્રી **સગુણસુંદરીને** તે મુજબ કહ્યું ત્યારે તેના મનમાં તરેહવાર તર્ક ઉત્પન્ન થયા, અને ઘણો શોક કરવા લાગી. તેણે ધાર્યું જે રાજા **કીશોરસીંહની** દાનત બગડી જણાય છે, તેથી જો હું જઈશ તો જરૂર મારી આબરુ બચાવવી મુશ્કેલ પડશે, નહીં જાઉં તો પણ ઉલટો ગુસ્સે થશે, અને રાજા છે તે ચાહે તેમ કરશે; શું કરવું તે તેને સુઝયું નહીં, જેથી તે પોતાની એક ચતુર પ્રિયકર સખી **ચંચળમતી** હતી તેને ઘેર ગઇ, અને તેને અથ-થી તે ઇતી સુધી માંડીને સઘળી વાતથી વાકેફ કરી, **ચંચળમતી** તેને હીમ્મત આપતી બોલી બહેન ! તું જરા પણ હરબડીસ નહી, તે પીટયો શું કરનાર છે ? હું તને એક નિશાવાળી દવા આપું છું તે તું પાનમાં ઘાલી તેને ખવરાવજે કે, તે પછી તે લદુજ બની જશે અને તેને કોઈ વાતનુ ભાન રહેશે નહીં. તે સાંભળી **સગુણસુંદરી** પ્રસન્ન થઇ અને **ચંચળમતીએ** દવા આપી, તે લઇને ઘર આગળ આવી. તે દીવસે સાંઝરે પંડીતજી **સોમેશ્વર** પણ ઘર આગળ આવ્યા. જમ્યા બાદ સંધ્યાકાળે છોકરીએ વિચાર્યું જે મારા બાપને કહું એમાં પણ માલ નહીં, પણ હું રાજા **કીશોરસીંહને** ત્યાં જાઉં, ત્યાં નિર્દોષ થઈ પાછી આવું તેનો સાક્ષી કોણ ? માટે કોઇને સાક્ષી તરીકે સાથે લઇ જાઉં તો ઠીક, એવો વીચાર કરી પોતાના પીતા **સોમેશ્વરને** કહેવા લાગી, પીતાજી મારે અત્યારે મહાલક્ષ્મીની પુજા કરવા જવું છે !

માટે કોઇ વિધાર્થીને મારી સાથે મોકલો તેનો બાપ ઘણો સમજુ અને અક્કલવંત હતો. તેણે વીચાર્યું જે છોકરી ઉમ્મરલાયક થઇ છે; માટે તેની જોડે બીજાં કોઈ વિધાર્થીને મોકલું તે ઠીક નહીં, પણ જમાઇનેજ મોકલું એટલે દોષ નહીં, એવા વીચારથી તેણે **છબીલભટને** તેની સાથે જવા હુકમ કર્યો. **છબીલભટ** તેની સાથે ગયો, પણ જે રસ્તે મંદીર હતું તે રસ્તો મુકી તે બીજે રસ્તે ચાલી **છબીલભટના** મનમાં અનેક તુરંગ આવવા લાગ્યા કે મંદીર તો પેલી તરફ રહ્યું ને આ આમ કયાં જાય છે? પણ કદાચ વખતે બીજે કયાંય કામ હશે ત્યાં થઇને જવાની હશે, એમ વિચાર કરે છે એટલામાં છોડીએ રાજ મહેલનો રસ્તો પકડયો ત્યારે તો તેને શક પડયો કે **સ્ત્રી ચરીત્ર** કેવાં છે? મહાલક્ષ્મીનું નામ દઇ રાજમહેલમાં જાય છે! પણ ખેર, આપણા ગુરૂની પુત્રી છે તેથી બોલવું નહીં. જે થાય તે જોયાં કરવું છોકરી તેને લઇ રાજ્યમહેલમાં ગઇ અને બારણા આગળ ઉભા રહી કહ્યું—જે તું અહીં ઉભો રહેજે અને ઉપર શું શું થાય છે તે જોતો રહેજે. બ્રાહ્મણપુત્રી ઉપર ગઇ ત્યાં રાજા **કીશોરસીંહ** તેની વાટજ જોતો હતો. તે તેનો સતકાર કરવા સન્મુખ આવ્યો. છોકરીએ મીથ્યા હાવભાવ કરીને પેલું નીશાવાળું પાનનું બીડું તેને આપ્યું. તે રાજા **કીશોરસીંહ** ઘણા હર્ષથી ખાઇ ગયો અને આતુરતાથી તેના હાથ ઝાલવા આવ્યો, બાઇએ છણકાથી કહ્યું મહારાજ! આકળા શું થાઓ છો! ધીમા પડો, આખી રાત તમારી છે, એમ કરતાં રાજા **કીશોરસીંહને** નીશા ચઢી અને ખબ-ઇને પલંગમાં પડયો! તેવીજ પંડીતની પુત્રી **સગુણસુંદરી** દાદર ઉપર આવી જુવે છે તો દાદરનાં પગથીયાંપર વીધાર્થી ઉંઘી ગયો છે! **સગુણસુંદરીએ** રાજા **કીશોરસીંહને** બીડું આપ્યું તે તેણે જોયું

તે પછી **છબીલભટ્ટને** ઝોકું આવ્યું તે ઉંઘી ગયો. પેલી **સુગુણ-સુંદરીએ** આવીને હાંક પાડી કે મહારાજ ઉંઘો છો કે શું ! તેવોજ તે ઝબકીને જાગી ઉઠયો અને આસપાસ જોવા લાગ્યો. નીંદ્રાગત થયા પછી સાવચેત થઇને તે **સગુણસુંદરીની** સાથે ઘેર આવ્યો. તેણે રસ્તામાં આવતા વીચાર કર્યો કે આ છોકરી **કીશોરસીંહની** સાથે બગડેલી છે. પણ આપણા ગુરૂની પુત્રી છે, માટે તે વાત જાહેર પાડવી નહીં. હું કાંઇ બોલીશ તોપણ બાપ પુત્રીનુંજ તાણશે ને હું ફજેત થઇશ એમ જાણી સમજયાં પુરૂષ માફક તે મુંગો રહ્યો.

થોડા દિવસ વિત્યાબાદ ગુરૂએ તેને બોલાવી કહ્યું કે મહારાજ ! હવે તમે હુંશીયાર થયા, માટે તમારા ગામમાં જઇ સગાંવહાલાંનાં ભેગા થાઓ. (પણ હજુ સુધી તેને પોતાનું સગપણ બતાવ્યું નહી) જમાઈ ગુરૂ **સોમેશ્વરને** વંદન કરી તેમની આજ્ઞા લેઇ પોતાના સ્વપુરમાં ગયો તે ઘણે વર્ષે આવ્યો તેથી તેનાં સગાંવહાલાં આડોશી પાડોશી, વગેરે મળવાં આવ્યાં અને ગામમાં વાત ચાલી કે ભાઇ **છેલભટનો** છોકરો ભણી ગણી હુંશીયાર થઇને આવ્યો છે, પછી તેના પાડોશીયો વીગેરે તેને કહેવા લાગ્યા જે હવે તો તમારી સ્ત્રીને તેડવા જાઓ **છબીલભટ્ટ** કહે આવ્યા તો હમણા ને હમણા તે સ્ત્રી શી ! પછી બે ચાર મહીના કેડે મહારાજ પોતાના એક બે સગાંને સાથે લઈ સાસરે પોતાની વહુને આણુ વાળ-વાને ગયા અને જે ગામમાં પોતે ભણવા ગયા હતા ત્યાંજ આવ્યા ત્યારે તેને વીચાર થયો કે આ ગામમાંજ જ્યારે આપણું સાસરૂં છે ત્યારે આટલા દિવસ આપણે તે તો જાણ્યુંજ નહીં. જયારે ગાડી પંડિત "**સોમેશ્વરના**" ફળીયામાં આવી ત્યારે તેને વીચાર પડયો કે પંડીત **સોમેશ્વરને** ઘેર તો મારૂં સાસરૂં નહી હોય ? કેમકે એ શેરીમાં બીજો

કોઇ બ્રાહ્મણ રહેતોજ ન હતો એટલામાં સોમેશ્વરને ખબર થઇ તે સામો લેવા આવ્યો; ત્યારે છબીલભટ્ટને ખાતરી થઇ કે એજ મારૂં સાસરૂં છે. પણ તેના મનમાં હર્ષને બદલે દિલગીરી પેદા થઇ; કેમકે આ વખતે તેને પેલા રાજા કીશોરસિંહની વાતનું સ્મરણ આવ્યું, અને જાણ્યું કે એ રંડા તો મહા લુચ્ચી છે, તે વ્યભિચાર પાછળજ ભટકીયાં મારશે ને ખુણા શોધતી ફરશે ! એટલામાં બન્નેની અરસપરસ આંખ એકઠી થઇ, તે જોઇ છોકરી નખે ભોંય ખોતરવા લાગી, તે વિચારે છે જે હાય ! હાય ! હું શું એનેજ સાથે લેઇને રાજા કીશોરસિંહને ઘેર ગઇ હતી, તે વાત તે કેમ ભૂલ્યો હશે ? ઇશ્વરે તો ત્યાં મારો ધર્મ રાખ્યો છે. પણ કદાચ મારા ઉપર વાદળું આવી પડ્યું હોત તો મારી શી વલે થાત ? એમ બન્નેના મનમાં ઉલટ સુલટ વીચારો થવા લાગ્યા. પંડીતે જમાઇ છબીલભટ્ટનો ઘણો સત્કાર કર્યો અને બે ચાર દિવસ તેની પરોણાગત કરી પોતાની દીકરી સગુણસુંદરીને આણુ વાળી વળાવી,-પોતાની સ્ત્રી સગુણસુંદરી ઉપર વ્યભિચારના દેખાવનું ઝેર આ મહારાજની આંખમાં હતું. તેથી તે સ્ત્રીને કદી જોડે લઇ જાત નહી પણ પોતાનો સસરો સોમેશ્વર ગુરૂ છે, એ ગુણ તેને યાદ આવ્યો અને તેજ શરમે લાચારીએ તે પોતાની સ્ત્રી સગુણસુંદરીને સાથે લઇ ગયો. સ્ત્રી પોતાને સાસરે આવી હમેશાં પતિની આજ્ઞામાં રહી, તે સવાર થાયે પુજા ઇત્યાદિ જે પોતાનો નિયમ હોય તે કરતી. તે જોઇ છબીલભટ્ટનું ચિત હમેશાં ચીડાઇ જતું; કેમકે રાજા કીશોરસિંહની વાતથી તેના ઉપરનો તેનો ભરોસો ઉડી ગયો હતો; તેણે તેના આવા ઢોંગ જોઇ મર્મમાં તેનું નામ "શુદ્ધસુંદરી" પાડયું. અને જ્યારે જ્યારે બોલાવવી પડે ત્યારે તેજ નામ વાપરવા લાગ્યો. સ્ત્રી ઘણી ચતુર હતી.

તેને આ મર્મ સમજતાં વાર લાગી નહિ, તેણે તરતજ ધાર્યું કે પેલી વાતથી મારા ધણીના મનમાં વહેમ પેશી ગયો છે. તે મારે કોઇ પણ પ્રકારે મુકત કરવો જોઇએ, એ જાણે છે કે રાજા કીશોરસિંહ જાર કરનારીને બોલાવે છે, તેમ મને પણ બોલાવી હશે ને હું પરગમનના કોડથી ગઈ હઇશ ? એમને–સમજાવતાં એ સમજશે નહિ માટે કોઈ યુકિત પ્રયુકિતથી હવે એનો ગર્વ ઉતારીને સમજાવવા જોઇએ.

**સગુણસુંદરીએ** બેચાર દીવસ વીત્યાકેડે સ્ત્રી ચરીત્ર કરી પોતાના સ્વામી **છબીલભટને** કહ્યું જે મારા પીયરથી સંદેશો આવ્યો છે, અને મારા પીતાએ મને તેડાવી છે. માટે આપની રજા હોય તો જાઉં બ્રાહ્મણ તો તેને જોઇનેજ કાયર હતો અને તેને જોઇતુ હતું પણ એટલુંજ, તેથી તે બોલ્યો જે " **શુદ્ધસુંદરી** " સુખેથી જાઓ, મને કશી હરકત નથી. તમારા ધ્યાનમાં આવે એમ કરો. એમ કહ્યું કે સ્ત્રીએ ઉઠીને પોતાના બે લુગડા જે લેવાં હતાં તે લીધાં અને દરવાજા બહાર નીકળી–બીજે દરવાજે થઇ પાછી શહેરમાં આવી અને કોઇ વાણીયાને ઘેર જઇ પોતાના કલ્લાં ઘરેણે મુકી તેને ત્યાંથી રૂપૈયા પચાસ લીધા. બાદ તેણે એક ઘર ભાડે લીધું અને પોતાની હજુરમાં બે દાસીયો રાખી, અને કોઇ બ્રાહ્મણને ઘેરથી **શ્રિમદ્દભાગવતનું** પુસ્તક લેઇ આવી પોતે સફેત વસ્ત્ર પહેરી ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કરી કોઇ અબધુત યોગણી બની. કેશ પાસ છુટા મેલી રાત્રીને સમયે ઓટલા ઉપર કથા વાંચવા લાગી, જેમ જેમ એની લોકોને ખબર પડતી ગઇ તેમ તેમ હજારો માણસ કથામાં આવવા લાગ્યું. આખા શહેરમાં વાત ચાલી કે ભાઈ ? કોઇ અબધુત ગુણી જોગણી આવી છે, તે રાત્રે કથા કરે છે અને દીવસના ઘરબંધ કરી અંદર પડી રહે છે. તેની કથા કરવાની છટા

એવી છે કે તે સાંભળતાં વૈરાગ ઉપજયા શીવાય રહે નહિ એવી વાતો સાંભળી દીવસે દીવસે લોકોનો વધારો થવા લાગ્યો. તે વાત તેના પતીએ પણ સાંભળી અને પોતે કથા સાંભળવાને મસે ત્યાં આવ્યો અને વેગળો જઇ સાંભળવા બેઠો. જોગણી સગુણસુંદરીએ દીઠો-કે મારો સ્વામી આવ્યો ખરો, ત્યારે તે વિદ્વતાની વધારે ચપળતા ચલાવવા લાગી અને પુસ્તકમાંથી બીજે કયાંય નજર બહાર કાઢતીજ નહીં, છબીલભટ વિદ્વાન હતો, તેણે જાણ્યું કે આ કોઇ પુર્ણ વિદ્વાન છે. તેથી ધીરે ધીરે ખસતો ખસતો જોગણી સગુણસુંદરીની પાસે આવ્યો અને હાથ જોડી બોલ્યો કે હું પણ આપની કૃપાથી થોડોક વિદ્વાન છું, માટે જો વાદ કરવાને આપ એકાંતમાં આવવા દેશો તો ઉપકાર થશે, જોગણી સગુણસુંદરી બોલી—હું પરપુરૂષનો સંગ રાખતી નથી, તેમ તેના સાથે એકાંતમાં વાત પણ કરતી નથી આથી છબીલભટે કરગરીને કહ્યું કે આપ મારી થોડી વિદ્વતા તો જુઓ ? જોગણીએ કહ્યું કે ઠીક કાલે આવજો. કથા થઇ રહ્યા પછી સાકરનો પ્રસાદ વેહેંચ્યો અને લાગલીજ ઘરમાં જઈ કમાડ વાશી દીધા, પંડીતે તેની ચિકિત્સા જોઇ ખ્યાલ કર્યો કે આ કોઇ મહા પ્રતાપી જોગણી છે. બીજે દિવસે પોતે બની ઠનીને જોગણી સગુણસુંદરીના ઉતારા પર જઇ કમાડ ઠોકયાં એટલે દાસીએ ઉઘાડી તેને અંદર લીધો પછી વંદન કરીને પોતે બેઠો,—જોગણી સગુણસુંદરી વાત કર્યા પછી બોલી—મહારાજ ! મારે અહીંયાં રોજ એક બ્રાહ્મણ જમાડવાનો નીત્ય નીયમ છે, માટે આપ પ્રસાદ લેશો કે ? બ્રાહ્મણ બોલ્યો—પ્રસાદ શું છે કે નહી લઇએ ! અમારો તો ધર્મજ છે, ને તે આપ જાણો છો. તે સાંભળી જોગણી સગુણસુંદરીએ એક વાસણમાં ચોખા ઘાલી તેને આપ્યાં અને તેને

કહ્યું કે આ ચોખા છે તે રાંધો એટલે હું તમને દુધ ને સાકર આપું છું તે જમજો. બ્રાહ્મણ કહે ઠીક. પછી પોતે ચોખા લઇને રાંધ્યા; એટલે જોગણી સગુણસુંદરીએ દુધને સાકરની તાંશળીયો આપી; દાસીએ માંજીને પાણીનો કળશ ભરી આપ્યો. મહારાજ જયાં જમવા બેસે છે. તેવી જોગણી બોલી-મહારાજ! ઉભા રહો પ્રથમ મારા હાથના બે કોળીયા જમો; પછી તમારે જમવું હોય તો જમજો મહારાજ ચમકીને બોલ્યા કે એમ શું ગાંડું ગાડું બોલો છો! તમારા હાથનું તે જમાય? તમે જોગી ને અમે બ્રાહ્મણ માટે એમ તે બને કે? જોગણી હાવભાવ કરી બોલી-ત્યારે તો તમે વીદ્રાનજ નથી, અને મેં તમારી પરીક્ષા જોઇ, વેદમાં શું કહ્યું છે એનો વિચાર કરો, એમાં તો સર્વે જગત સરખું ગણ્યુ છે. મૂર્ખ હોય તે ભીન્નાભીન્નનો વીચાર રાખે છે, માટે તમે વીદ્રાન છતાં ડરો છો શું? બ્રાહ્મણ તેનાં આંખના અણુસારાથી અને હાવભાવનાં અમૃતમય વેણુથી લોભાઇ ગયો અને તેના ઉપર આશક પડયો. તેણે બીજા કાર્યની આશાએ તેના હાથનું જમવું પણ કબુલ કર્યું અને તેણે વિચાર્યું કે અહીં કોણ જોવા આવે છે? વિષયવાસનાની લાલચે બ્રાહ્મણને ભ્રષ્ટ કર્યો, પોને આડી ડોકે જોઇને જોગણી સગુણસુંદરીએ બે ચાર કોળીઆ ખવરાવ્યા તે ખાઇ ગયો અને પછી બાકીનો ભાત પોતાને હાથે જમ્યો. જોગણી સુગણસુંદરીએ દાસીને સાન કરી રાખી હતી કે બ્રાહ્મણ જમી રહે એટલે તેને દક્ષણા આપીને એકદમ કહાડી મેલજે, છબીલભટ્ટ જમી રહ્યા અને લુગડાં પહેરી બેસવાનું કરે છે કે દાસી આવી. તેમના હાથમાં દક્ષણાનો રૂપૈયો તથા પાન સોપારી આપી કહ્યું કે મહારાજ! હવે આપને રજા છે. મહારાજે જાણ્યું કે બે ઘડી સુધી જોગણી સાથે મોજ કરીશું તે

વિચારથી બોલ્યા. જઇએ છીએ, જરા બ્રાહ્મણ અકળાય છે તેને તો બેસવા દો. દાસી કહે મહારાજ! ઘેર બેસજો. બાઇને સુવાની વખત થઈ છે એ વીચાર છે કે નહિ! એમ કરી. ધક્કા મારી વીદાયગીરી આપીને બારણાં વાસી દીધાં મહારાજ રસ્તામાં પસ્તાવવાં લાગ્યાં કે રાંડે છેતર્યો. વટલાયા અને કાર્યં તો કશું બન્યું નહિ!!!

બે ચાર દીવસ વીત્યા પછી જોગણી સુગણસુંદરીએ પોતાનો એ ઢોંગ છોડી દીધો. અને પ્રથમનાં જે વસ્ત્ર હતાં તે પહેરીને બીજે દર વાજે થઇ શહેરમાં પોતાને ઘેર આવી બ્રાહ્મણે વેગળેથી પોતાની સ્ત્રીને આવતી જોઇ તેવો તે કરડાકીમાં બોલ્યો, આવો આવો શુધ્ધસુંદરી! તો પણ સ્ત્રી કાંઇ બોલી નહી; જાણેકે જાણતીજ નથી, બીજે દિવસે પાણી ભરવા ગઇ. ત્યાંથી આવી ઉંબરા વચ્ચે ઘડો પછાડી બોલી-બળ્યો મારો અવતાર! અને ફુટયું મારૂં નશીબ! મારો તે અવતાર છે? કોણ જાણે પુર્વે શાએ પાપ કર્યા હશે કે આ પતીની સાથે પાનું પડયું છે. હું તો સુકકી ભડ ભડ બળી જાઉં છે ને જો ધરતી માર્ગ આપે તો એમને એમ અંદર સમાઇ જાઉં તે સાંભળી-ધણી ચકિત થયો અને કરડાકી કરી પુછવા લાગ્યો કે શુધ્ધસુંદરી છે શું? જરા, કહો તો ખરાં, તેમ તેમ સ્ત્રી વધારે વધારે કોપ અને ગુસ્સો કરીને બોલી તમને તે લાજ હશે કે નહિ? હું પિયર જઇ આવી એટલામાં તમે શો ગજબ કર્યો! હાય! હાય! આચાર વિચાર કયાં ગયો? હવે આ પૃથ્વી શેના આધારે રહેવાની છે? હું કુવા ઉપર ગઈ, ત્યાં મને તો લોકોએ વિંખી નાંખી છે, અને ગામમાં હો હો થઇ રહી છે. આપણે તો બ્રાહ્મણનો અવતાર તે ઘેર ઘેર ભીક્ષા માગવાં જવું પડે, હવે તમને કોઈ ઘરમાં પગ મુકવા દે એવું છે કે? બ્રાહ્મણ

ગભરાઇને બોલ્યો-શુદ્ધસુંદરી કહો તો ખરા, શું છે!ધીરાં પડો ગભરાઓ છો શું કરવા? મેં ગજબ શો કર્યો? સગુણસુંદરી કહે આથી તે ગજબ કેવો કરવો હતો. જરા ઘાંટો કાઢી) પેલી તરકડી જોગણી થઇ થોથા વાંચી લોકોને સમજાવતી ફરે છે, તેના હાથથી જમી આવ્યા? તે શાંભરે છે, ધર્મ તો ન રાખ્યો તો દીસ્તો રહ્યો પણ જરા લોકની તો લાજ રાખવી હતી, એ તે તમને ઉંધી મતી કયાંથી સુઝી! તે વખતે તમારૂં જ્ઞાન કયાં ગોથુ ખાઇ ગયું! ગામમાં ન્યાતના લોક ફટ ફટ કરે છે અને ન્યાત પટેલોએ તો નિશ્ચય કર્યો છે કે ન્યાત બહારજ મેલવા. માટે જો કાંઇ પાસે હોય તો લાવો ઝખ મારી તેઓને સમજાવી આવું, આ સાંભળી છબીલભદ્રનો મદ ઉતરી ગયો ને તે બિચારો આભો બની જઇને બોલ્યો-હા હા તું કહે છે એ ખરી વાત છે, પણ એનું કરવું કેમ! લે આ પચાસ રૂપૈયા અને ન્યાત પટેલને સમજાવી આવ કે કાંઇ આડું વેતરે નહીં સ્ત્રી તેરૂપીયા લઈશાહુકારને આપી કડલાંલેઇ ઘર તરફ પાછી વળી પછી તેના ધણીને સમજાવ્યું કે હું શેઠ પટેલ પાસે જઇ આવીને રૂપૈયા દાબી આવી, તે તો એટલા લેતા નહોતા પણ મારા પીયરના સગા નીકળ્યા, તેમને શરમાવીને કહયું ત્યારે પત્યું, હવે ફરીથી તે આપનું નામ નહીં દે, પણ મારા આગળ પાણી ખોયું, પણ હવે ફરીને એવે ઠેકાણે જશો નહીં, મહારાજે તે પ્રમાણે કબુલ કર્યું અને સોગન ખાધા કે કોઈ પણ દીવસ હવે હું એવે ઠેકાણે પણ જઇશ નહિ, ત્યારે સ્ત્રીએ કહ્યું કે હવેથી હું તમારો છાંટો લેવાની નહીં. તે દીવસથી છબીલભદ્ર, શુદ્ધસુંદરીને બીજા.ત્રીજા ચાળા કરી બોલાવતો હતો તે ભુલી ગયો, અને ઉલટો તેનો હંમેશ દબાએલો રહેવા લાગ્યો, સ્ત્રીએ કેટલાએક દીવસ પોતાની પવીત્રાઇ દેખાડવાને પોતાની ગોળી જુદી રાખી પણ

બ્રાહ્મણની આજીજીથી તે કામ બંધ કર્યું, કેટલાએક દીવસ વીત્યા પછી તેણે પોતાના પતી આગળ પડદો ખોલી કહ્યું-સ્વામીનાથ! જે જોગણી થઇ ધોળાં વસ્ત્ર પહેરી કથા વાંચતી હતી તે તો હુંજ હતી અને તમે મારાજ હાથનું જમી ગયા હતા, ત્યાં તમારો અર્થ જેવો શાર્યો તેવોજ રાજા કેશરીસીંહનો સર્યો હશે એટલી તમને યાદ આપું છું જો મારો બગડવાનો વિચાર હોત તો હું તમને નિસરણીમાં ઉભા શું કરવા રાખત!

## છેલસીંહ રાજા અને તેની લલના રાણી છબીલ - સુંદરીની વાર્તા.



કોઇ એક છેલસીંહ કરીને રાજા હતો, તે એક દિવસ કચેરી ભરીને બેઠો છે, એવામાં ત્યાં કોઈ કવી આવી ઉભો, તેને જોઇ રાજાએ પુછ્યું તું કોણ છું?

કવી—હું કવી, હું કવી છું.

રાજા—તું કવી હોય તો કહેવત બોલ. કવી-બોલ્યા કહેવતના તો રૂપૈયા બેસે છે. રાજા-કેટલા? કવી-એક કહેવતનાં એક હજાર, રાજા-એક હજાર લે ને બોલ? પછી એક હજાર રૂપૈયા રાજા પાસેથી લઇ કવી બોલ્યા, હે રાજા મારે ત્રણજ શબ્દ કહેવા છે. "ઉંઘ-નેસે જાગના ભલા" એટલું બોલીને તે ગયો કે બીજો કવી આવી ઉભો, ત્યારે રાજાજીએ તેને પુછ્યું કે તું કોણ છું? કવી—હું કવી છું, રાજા—કવી હોય તો કહેવત બોલ? કવિ-કહેવતના રૂપીયા બેસે છે. રાજા—કેટલા? કવીએ કહ્યું, બે હજાર, રાજા—બે હજાર તો બે

હજાર પણ બોલ ? ત્યારે કવિ રાજા છેલસીંહ પાસેથી રૂપીઆ બે હજાર લઈ બોલ્યો—"જાગનેસે હરતા ફરતા ભલા" આવી રીતે રાજા રૂપૈયા ખરચીને બે કહેવતો શીખ્યો.

હવે એક દીવસને સમે રાજા રાતે કાંઇ કામ સારૂ ઉઠયો ત્યારે પોતાને પેલા કવીઓએ કહેલી કહેવતો યાદ આવી કે સુવા કરતાં જાગવું સારૂ છે, પણ જાગવા કરતાં હરવું ફરવું બહેર છે, એવું વીચારીને પોતે ફરવા નીકળ્યો. તેવામાં પોતાને ૩૬૦ સ્ત્રી છે તેમાંની એકને પઠાણના છોકરા સાથે આડો સંબંધહતોતેસ્ત્રી પુરૂષ બન્ને જણ સાલ ઓઢી લપટાઇને સુતેલાં છે. આવો બનાવ જોઇ રાજા વીચાર્યું કે વાહ ? કવીઓની કહેવત ખરી પડી ને રૂપૈયા આપ્યા તે એક વખતમાંજ વળી ગયા. પછી મન સાથે વીચાર્યુ કે આ વખત એમને મારે મારવાં નહી, પણ પેલી શાલ હળવે રહીને રાજાએ ખેંચી લીધી ને પોતાનો દુપટો હતો તે તેઓને ઓઢાડયો. હવે જ્યારે વહાણુ વાયું ને પેલાં બન્ને જાગ્યાં અને જોયું તો નક્કી સત્યાનાશ વળ્યું; કારણ રાણીએ રાજા છેલસીંહનો દુપટો ઓળખ્યો ને સમજી કે વાત રાજા છેલસીંહના જાણવામાં આવી છે તે બન્નેને જરૂર મારી નાંખશે તેથી એક જીવ બચાવવા ખાતર પઠાણના છોકરાને કહ્યું કે તું અહીંથી નાસી જા, તે ત્યાંથી નાસી ગયો. સહવારમાં પઠાણનો છોકરો તો ન મળ્યો, એટલે રાજાએ નવરંગમાળીને બોલાવી તેનું માથું કાપી ચબુતરા આગળ મુકવાનો હુકમ કર્યો, ને તેની પાસે પોતાના કારકુનો બેસાડવા કે જેટલા ત્યાં જોવાને વાસ્તે આવે તેમાંથી જે જે કાંઇ બોલે તે લખી લે,

હવે એ શહેરમાં એક મહમુદ કાજીની ચાર છોકરીઓ રહેતી હતી તે તેને જોવાને રથમાં બેસીને આવી, રાણીનું માથું જોઇને એક બોલી કે

બાઈ, મારી નાખી છે તો ખરી. પણ કાંઇ પારખ્યું ! ત્યારે બીજી બોલી. કે શું પારખવાનું ? સર્વ જોઇએજ છીએ તો ? એટલે ત્રીજી બોલી. જો બહેન એને મશીનો કે પાનનો શોખ વધારે હનો, બીજી કહે કે એને ફુલેલ તેલનો શોખ વધારે હતો. ત્યારે ચોથી જુદી જુદી નીશાનીઓ બતલાવી બોલી મુઈ રાંડ આ અકરમી કે કરી ન જાણ્યું.

પ્રીત કરી પણ કરી ન જાણી, કાચી પ્રીતે એ વગોવાણી.
પ્રીત કરીએ તો એસી કરીએ, કંથ વળાવો સાથે ધરીએ.

કાજી મહમુદની સર્વ છોકરીઓનું કહેવું પેલા કારકુને લખી લઇ રાજા પાસે મુકયું બીજા કોઇનું કહેવું પસંદ નહિ કરતાં રાજાએ કાજીની છોકરીઓનું કથન પસંદ કરીને ચારે જણીઓને દરબારમાં બોલાવી પુછ્યું કે તમે જે જે વાત કહી તે શી રીતે જાણી ! ત્યારે મોટી બોલી-કે એની આંગળી કાળી હતી તેથી મેં જાણ્યું કે એ દાંતે મસી ઘસતાં કાળી થઈ હશે, પછી બીજીને પુછયું કે તેં શી રીતે જાણ્યું કે એને પાનનો શોખ હતો ! ત્યારે તે બોલી કે એના ગળામાં ન્હાના ન્હાના રાતા રેલાની શેરો પડી રહેલી હતી અને તેના હોઠ લાલ હતા તેથી જાણ્યું કે એને પાનનો સોખ હતો. રાજાએ ત્રીજીને પુછ્યું કે તમે તેલનો શોખ કેમ જાણ્યો ? તેણે જવાબ દીધો કે એના માથાની સુગંધ ઉપર માખીઓ ભમતી હતી તેથી મેં જાણ્યું, અને ચોથીને રાજાએ પુછ્યું કે તું દુહો બોલી તે ખરો કે ખોટો ? તેણે જવાબ આપ્યો કે ખરો, નહી તર એ મરત નહીં, તેજ વેળા રાજા છેલસિંહ ચોથી છબીલસુંદરીને પરણ્યો; અને તેને એકડંડીયા મહેલમાં રાખી આસપાસ ચોકી બેસાડી તેને કહ્યું કે "તુ કરી બતાવ" એમ કરતાં કરતાં એ વાતને છ માસ થયાં ને તેની જુવાની કમળનાં ફુલની માફક

ખીલી રહી, પણ રાજાએ તો એને એક ડંડીયા મહેલમાં રાખી આસપાસ ચોકી બેસાડી મેલી એમ કરતાં કરતાં એ વાતને છ વરસ થયાં અને તેની જુવાની કમળના ફુલની માફક ખીલી રહી, પણ રાજાએ તો તેની સામું ફરકીને જોયુંજ નહિ, તેમ તેને ત્યાં કોઇ પુરૂષને મળવાનો લાગ ફાવ્યો નહીં.

હવે એજ શહેરમાં એક **નવરંગ** નામનાં સોદાગર સાથે રાજાને દોસ્તી હતી, તે મહેલની નીચેથી રોજ રાજા સાથે જતો રાણી **છબીલસુંદરી** તેને જોયા કરતી; પણ રાજાથી જુદો પડે તો તેને કાંઇ સાનમાં સમજાવાય? એમ કરતાં એક દીવસ જેવો **નવરંગ** એકલો જતો હતો. તેવીજ રાણી **છબીલસુંદરીએ** પાનના બીડામાં તું જો મને કોઇબી પ્રકારે મળવા નો લાગ ન કરે તો તને સ્ત્રી હત્યા કર્યાનું પાપ છે વિગેરે-લખીને બારીએથી નાંખ્યું. સોદાગરે જેવું બીડું ફેંકાયું તેવું ઊમંગભેર હાથમાં ઝીલી લીધું. પણ વાંચીને બહુ વિમાસણમાં પડયો. પછી તેણે પોતાનાં બંગલાથી તે રાણીના મહેલ સુધી ઠેઠ સળંગ ભોંયરૂં જમીનમાં ખોદાવ્યું, જેથી સોદાગર નવરંગને રાણી **છબીલસુંદરી** પાસે જવાનો લાગ આવ્યો આવી રીતે તે રાણીના ઇશકમાં પડયો. બે ત્રણ માસ એમ કાઢયા પછી બંને જણાએ વીચાર કર્યો કે આ વાત રાજા જાણતો નથી માટે ચોરી કરે શો લાભ? પણ એને જણાવીને સંસર્ગ રાખીએ તો તેમાંજ આપણી હોંસીયારી!

રાજાએ રાણી **છબીલસુંદરીને** મહેલમાં પુરી ત્યારે પોતાની કટાર અને રૂમાલ આપેલાં હતાં અને કહ્યું કે આની સેવા મારા બદલે કર્યા કરજે. રાણીએ તે લઇને પીટીએ ભરાવી રાખ્યાં હતા. તે હવે રાજાને જાણ કરવા માટે સોદાગર નવરંગને આપ્યાં ને કહ્યું કે આ લઇને તમે

કચેરીમાં જાઓ. પછી પેલો સોદાગર તે લઇને કચેરીમાં ગયો. ત્યાં આગળ રાજાએ રૂમાલ અને કટારી ઓળખી સોદાગર નવરંગને પુછ્યું કે તમે રૂમાલ અને કટાર કયાંથી લાવ્યા? સોદાગરે કહ્યું એ તો મારા છે, ત્યારે રાજાએ વીચાર્યું કે હશે મોટો પુરૂષ છે, કદાપી એની પાસે પણ મારા જેવી વસ્તુઓ હોય. માટે મહેલે જઇ જોઇ આવું, તેથી તેને કહ્યું કે તમો બેસો હું આવું છું, ત્યારે સોદાગરે કહ્યું કે મારે પણ ઘેર જવું છું, ત્યારે રાજાએ સોદાગરની પછવાડે જાસુસો મોકલ્યા કે એ એને ઘેર જાય છે કે કયાંઇ બહાર? જાસુસોએ પછવાડે લાગીને જોયું તો સોદાગર પોતાનાજ ઘર અંદર ગયો. હવે સોદાગર જયારે રાજા છેલસીંહ રાણી છબીલસુંદરીના મહેલે જવાનો સંચર્યો કે તે, પેલાં ભોંયરામાંથી જઇને રૂમાલ અને કટાર સોદાગર પાછો મુકી આવ્યો. આ બાજુ રાજા છેલસીંહ રાણીના મહેલમાં જઇ જુવે છે તો રૂમાલ અને કટાર ખીટીએ લટકાવેલાં જોયાં, એટલે તે પાછો ફર્યો બીજે દીવસે પેલી કટાર અને રૂમાલ સોદાગર પાસે ફરીને જોયા આથી ફરી રાજા તપાસ કરવાને ગયો તો ખુંટીએ વળગાડેલાજ જોયા તેથી તેણે નક્કી કર્યું કે સોદાગર પણ મોટો પુરૂષ છે, માટે એની પાસે અવસ્ય મારા જેવી વસ્તુઓ હશેજ.

આ વાતને ત્રણ મહિના થયા પછી રાણીએ સોદાગર નવરંગને કહ્યું કે આમ કર્યાં કરતાં આપણે કયાંઇ નાસી જઇએ, તેને માટે તમે એક વહાણ તૈયાર કરાવો. તે તૈયાર થયા પછી તેને રાણી છબીલસુંદરીએ રાજા છેલસીંહની રજા લેવાને મોકલ્યો, રાજાએ દીલગીર થઇને રજા આપી પોતે તેને વહાણમાં દરીયા સુધી વિદાય કરવાને ગયો, હવે રાણીએ શું કર્યું કે ઘઉંના આટાનું એક પુતળું કરી મ્હેલની બારી આગળ

બેસાડયું, જે રાજાએ પોતાના મિત્રને વીદાય કરવા જતાં રસ્તેથી જોયું. અને રાણી ભોંયરામાંથી નીકળીને છાનીમાની વહાણમાં ચઢી પડદો નંખાવીને બેઠી! રસ્તે જતાં રાજાએ રાણી છબીલસુંદરીને બારીયે બેઠેલી જોઇ. ત્યારે વીચાર્યું કે આજે રાંડ–શરમ લાજ છોડી દઇને બારીએ આવી ઉભી છે તેથી તેને હાથેવતી અણુસારો કર્યો કે ઘરમાં જા ? પણ પેલું તો પુતળું તે જાય શેનું ? તેથી રાજાએ વિચાર્યું કે રાંડ ! હમણાં મારૂં કહ્યું કાંઇ ગણુકારતી નથી. તેથી મીત્રને વીદાય કરી આવું પછી એની વાત એમ ધારી સોદાગર નવરંગની સાથે વળાવા ચાલ્યો. વહાણમાં વળાવતી વખતે પોતાના મીત્રને ભેટયો ને આવજો કહી આદરમાન આપ્યું. મીત્રે સલામ કરી, જેવું વહાણ ઉપાડયું તેવી રાણી છબીલસુંદરી પડદામાંથી બહાર આવી ને બે હાથે રાજાને ઝુકી સલામ કરીને પાછી ગઈ, તેને રાજા છબીલસિંહે ઓળખી નહીં ! પણ પાછાં વળતાં મહેલમાં જઇને જુએ છે તો રાણી છબીલસુંદરી મળે નહીં ને બારી આગળ ઘઉંના લોટનું પુતળું કરેલું છે ? ત્યારે તેણે જાણ્યું કે રાંડ સોદાગરની સાથે નક્કી નાસી ગઇ !!

પેલાઓ વહાણ હંકારી આગળ ચાલ્યાં તે કેટલેક દીવસે કીનારો આવ્યો ત્યાં ઉતર્યા, કીનારાપર બકરાં પાણી પીતા હતા તેની સાથે માલો કરીને એક છોકરો જે બકરાં ચરાવતો હતો તે પણ બકરાંની પેઠે બે પગે ને બે હાથે, જાનવર માફક પડીને મોડેથી પાણી પીતો હતો. જોઇ સોદાગર નવરંગ વીસ્મય પામી બોલ્યો કે આ પશુ કે માણસ ? ત્યારે રાણીએ જવાબ દીધો કે એનામાં કેળવણી ઓછી છે. માણસ ને જેવું કેળવીએ તેવું થાય, ત્યારે પેલાં સોદાગરે કહ્યું એમાં વળી કેળવણી શાની? એ ગાડર, તે કાંઇ માણસ થતો હશે ? રાણી છબીલ-

સુંદરીએ જવાબ આપ્યો કે એને કેળવીએ તો એજ એવો થાય કે એના જોડા તમેજ લુછી એને પહેરાવો! આ સાંભળી સોદાગરને ગુસ્સો ચઢયો અને તેબોલ્યો કે જા રાંડ!–જ્યારે હું એનો જોડો લુંછીને પહેરાવું,ત્યારે તારી સાથે રહીશ પેલી કહે અહો! એમાં શું! લાવ મારી બચકી તે હું તો મારે ચાલી, જેવો રાજાને છોડયો તેવોજ વળી તને, પણ મારો ઘરેણાનો દાબડો ને ખાવાનું આપ તો જાઉં, પેલાએ તે પ્રમાણે આપ્યું અને પેલી તે લેઇ ચાલી!!

રાણી છબીલસુંદરી ખાવાનું ને પોતાનું જરીયાન લેઈ પેલા છોકરા **માલા** પાસે ગઇ, તે છોકરાએ તો એવું રૂપ ને આભુષણ કોઇ દીવસ જોયેલાં નહી તેથી તે ચમકી ને નાસી ગયો. બીજે દીવસે પાછો. **છબીલસુંદરીએ** તેને આવતાં જોયો તેવી એક ઝાડને સાથે લપાઇને તેની પાસે લાડવો ફેંકયો, તે પણ લઇને પેલો નાસી ગયો, ત્રીજે દીવસ આવ્યો ત્યારે પેલીએ ફરીને લાડવો નાંખ્યો, તે પેલાએ ત્યાંજ બેસી ભાંગીને ખાધો. એમ ચાર પાંચ રોજ કરતાં પેલો હળી ગયો, ત્યારે રાણી તેની પાછળ પાછળ તેની ઝુંપડીમાં ગઇ ત્યાં તેની ડોસી હતી, તે પણ તેને જોઇ બીની. ત્યારે રાણીએ કહ્યું કે તમે શું કરવા ડરો છો હું પણ તમારા જેવીજ છું, ભુત નથી, પ્રેત નથી. પછી પેલી ડોશીની ઝુંપડીમાં રહીને છોકરાને ભણાવવા માંડયું, તેને વરસે બે વરસે હુંશીયાર કીધો, ને કહયું કે ભાઇ હું તારી બેહેન જેવી છું. પછી તેઓ એક મ્હોટા શેહેરમાં જઇ ત્યાં મહેલ બંધાવી વસ્યાં. ત્યાં છોકરાને એક ઘોડો અપાવીને તેની ઉપર બરાબર બેસતાં શીખવ્યો ને પછી શીકાર કરતાં શીખવ્યો તથા તેને વેપાર વણજમાં પણ પલોટયો. છેલ્લે જ્યાં પેલો શોદાગર **નવરંગ** વેપાર કરવા જતો હતો તે શહેરમાં જઇ રહ્યાં,

ને રોજ ઇશકભેર તેને ઘોડાપર બેસાડી આખા શહેરમાં ફરવા મોકલતી ધીમે ધીમે રાજા છેલસીંહની સાથે પણ તેને ઓળખાણ થઇ.પછી તો રાજા શિકાર કરવા જાય ત્યાં તેને શિકાર ઘણો સારો કરતાં જોઇને રાજાએ રોજ તેને સાથે તેડી જવા માંડયું.

એક દીવસ પેલો **માલો** જ્યારે શિકાર કરવા ગયો ત્યારે તેની બ્હેને તેના ઘોડાના જીનમાં પાણી, ખાવાનું અતર વીગેરે સર્વે ભરી આપ્યું. પછી પોતે અને રાજા બન્ને શીકારે ચાલ્યા, ને ચાલતાં ચાલતાં બપોર થયા તેઓ એક ગાઢા જંગલમાં આવી ચઢયા ત્યાં માથાપર ગરમી પડતી હતી, ને રાજા **છેલસીંહ** થાકી ગએલો તેથી તેને પાણીની તરસ લાગી; ત્યારે તે બોલ્યો,-અરે કોઈ પછવાડે આવે છે? **માલો** બોલ્યો-હું હાજર છું સાહેબ; રાજા બોલ્યો-ભાઇ હું તમને નથી પુછતો પણ કોઇ ચાકર છે એમ પુછું છું. **માલો** કહે-હુંજ ચાકર ત્યારે રાજા બોલ્યો તું શું કરશે? મારે પાણી જોઇએ તે તું કયાંથી લાવશે એટલે તરતજ **માલાએ** જીનમાંથી હુકો કાઢી આપ્યો, કસુંબો ઘોળયો, પછી ખાવાનું તથા પાણી પણ કાઢી મોં આગળ મુકયું. તે જોઇ રાજા **છેલસીંહ** ઘણો ખુશી થયો ને બોલ્યો કે વાહ! વાહ! ધન્ય છે! માગ માગ, તું જે માગે તે આપું,પેલો કહે તમે શું આપશો? ત્યારે રાજાએ વચન આપ્યું કે તું જે માગીશ તે આપીશ. **માલાએ** કહ્યું કે આજ નહી, મારી બ્હેન છે તેને પુછીને કાલે માગીશ. પછી ઘેર આવી પોતાની બેહેનને બનેલી વાત કહી પુછયું કે રાજા પાસે શું માગું? ત્યારે બેહેને જવાબ આપ્યો કે એટલું માગ કે દરીયાનું દાણ મારે હાથે ચુકે, **માલાએ** તે પ્રમાણે રાજાને કહ્યું ને રાજાએ તેને તે બક્ષીસ કીધું, એ વાતને પાંચ સાત વરસ વહી ગયા, ત્યારે પેલો સોદાગર **નવરંગ** ત્યાં વહાણો ભરી આવ્યો

પોતાનો માલ વહાણેથી ઉતારી વેચી રહ્યો, ને પાછો માલ ભરી લઇ જવાને માટે પરવાનો લેવાને આવ્યો તેને જોઇ રાણીએ તે છોકરાને શીખવી મુકયો.તેથી તેને માસ બે માસ રખડાવ્યો. રોજ ધક્કા પડે છે,ને ખરચ માથે ચઢે છે, તેથી સોદાગર નવરંગ કંટાળી રહ્યો છે,તેવામાં એક દીવસ તેને આવતો બારીએથી જોઇ બ્હેનના શીખવ્યા મુજબ પોતે સુઇ ગયો અને સીપાઇઓને આઘા પાછા કરી નાંખ્યા,પેલો માલ ભરી જવાની ગરજથી ગરીબ થઇને પલંગ પાસે આવી બેઠો. પછી થોડીકવારે રાણી જાણે ઉંઘમાંથી ઉઠતો હોય તે પ્રમાણે ઉઠ્યો ને બુમ પાડી કે કોઇ છે કે ? પણ કોઇએ જવાબ આપ્યો નહી, તેથી ફરી બુમ પાડી પણ સીપાઇઓને શીખવેલા તેથી કોઇએ જવાબ આપ્યો નહિ, તેથી તે ઘણો ખીડાઇને બોલ્યો કે કોઇજ નથી. ત્યારે પેલા મારા સામા જોડા પડેલા છે તે અહીં કોણ લાવે ને જોડા પહેર્યા વગર તે શી રીતે હું ઉતરૂં ? પેલો સોદાગર કહે સાહેબ ! હું લાવું ( કે તેથી મારૂં કામ થાય એવી મતલબે) એમ કહી જોડા ઉંચકી રાણી પાસે લાવી મુકયા. ત્યારે પેલાએ કહ્યું કે એતો ધુળવાળા છે તે શી રીતે પહેરૂં ? તે સાંભળતાંજ પેલા નવરંગ સોદાગરે ખીસ્સામાંથી રૂમાલ કાઢી સાફ કરી આપ્યા. એટલે તરત છબીલસુંદરીએ પદડામાંથી આવીને સલામ કરી કહ્યું કેમ સોદાગરજી મ્હોડાં ઉપર ખાસડાં પડયાં ? અને બની વાત કહી જણાવી, તે સાંભળી સોદાગરે કાન પકડયા. પછી પેલા છોકરા માલાને શીખવી રાજા છેલસિંહને કહાવ્યું કે તમે મ્હારી બેહેન સાથે લગ્ન કરો, તે રાજાએ હા કહી જેથી પેલી છબીલસુંદરી પાછી મ્હેલમાં દાખલ થઇ.



# મઘડો સોની તથા તેની લલના ગુલાબવંતીની વાર્તા.





ચંદ્રપુર શહેરમાં કોઈ એક મહાન ધનાઢય મઘડો નામનો સોનાર વસતો હતો. તેને ત્યાં સેંકડો કારીગરો કામે બેસતા હતા, લોકોમાં તેની આબરૂ અને વહેવાર સારો હતો, જેવો તે પોતાના હુન્નરમાં કુશળ હતો તેવોજ તે સામુદ્રીક વીદ્યામાં અચ્છી માહીતગીરી મેળવી નીપૂણ થયો હતો. સંસારમાં ઉત્તમ પ્રકારનું સુખ મેળવવાના હેતુથી તેણે એ વીષયના અભ્યાસ પછવાડે પોતાની અડધી દોલત ખરચી હતી, ચૌદ વર્ષની ખીલતી જુવાનીના બહારમાં તે દુનીયાના રાહમાં પડયો હતો. તેણે ખુબસુરત અને પરી ચહેરાની એક કુલીન સ્ત્રી સાથે ધામધુમથી લગ્ન કર્યાં. અરસપરસ તેઓનો સ્નેહ ન પુછવા જેવો હતો, પણ માણસની ધારણા આગળ તેનો સીતારો અદેખાઇ કરે છે, જેમ ઇંદ્રિ ધનુષનો પડછાયો પાણીમાં ઝાઝીવાર દેખાતો નથી તેમ થોડા વખતમાં આ સુકોમળ પદ્મની ઉપર બીજા આશકોને મોહ થયો, તેઓ પોતાના કરતુકમાં ફતેહ પામ્યા નહીં; પણ તેથી કરીને ગરીબ બીચારી અબળાનું મન ધીમે ધીમે ફેરવાયું. સોનીને તેની વિદ્યાના જોરથી માશુક વ્યભીચારણી થએલી માલમ પડી, તેજ વખતે તેણે છુટા છેડા કરી બીજી સ્ત્રી પરણી લાવ્યો. તે પણ તેવીજ માલમ પડયાથી તેની શોકયને મળવાને તેને પણ મોકલી, એ પ્રમાણે મઘડા સોનીએ પોતાની ત્રીસ વર્ષની વયમાં ઉપરા ચાપરી પંદર સ્ત્રીયો પરણી કાઢી મેલી ! એમ કરતાં તે છેક કંટાળી

ગયો, ત્યારે તે વીચાર કરવા લાગ્યો કે મોટી કન્યાને પરણું છું એમાંજ મારી મુરખાઇ છે, કેમકે તેઓ પીયરમાં દુરાચાર શીખીને આવે છે; માટે હવે કોઇ નાની છોકરી સાથે લગ્ન કરવાં કે જેને દુનીયાનો પવન પણ લાગેલો ના હોય ને વળી તેના ખાવાપીવા વગેરેની સર્વ પરવસ્તી મારે હાથેજ રાખી તેને કોઇનો સમાગમ થવા દેઉ નહીં. જોઇએ પછી કેમ તે પતીભક્તિ ભૂલી જાય છે. મનમાં એવી દૃઢતા કરી પોતાની નાતમાંથી સાત વર્ષની છોકરી **ગુલાબવંતીને** તે પરણી લાવ્યો. છોકરીને લાવીને તેણે શાતમી મેડીયે ઘાલી મેલી, દુકાનના કામકાજમાંથી ફુરસદ મેળવીને તે ઉપર જઇ સઘળો વખત આ બાળાને કેળવવવામાં કહાડતો હતો. એ પ્રમાણે કેટલેક કાળે તેને તરૂણ વયના ચીન્હો પ્રાપ્ત થવા માંડયા. તે જોઇને **મધડો** સોની પણ ખુશીમાં રહેવા લાગ્યો, કે આનાથી આપણી મહેનતનું ફળ સરશે ખરૂં.—

એક દિવસ નવી મુગ્ધા **ગુલાબવંતી** બારીએ બેઠી બેઠી નીચે જુએ છે તેવામાં એક ગાડી તેને દરવાજે આવીને અટકી. તેમાંથી ચાલીસ વર્ષના સુમારેની વયની એક સ્ત્રી વસ્ત્રાલંકાર પહેરેલી નીચે ઉતરી હસ્તી હસ્તી તેની દુકાનમાં પેઠી અને કેટલીકવાર પછી તેજ સ્ત્રી રડતી કકળતી પાછી નીકળી તે જોઇને તેણે ઉપરથી પુછયું. બાઇ તું હસ્તી હસ્તી આવી અને રડતી રડતી કેમ પાછી જાય છે.

એવો અવાજ સાંભળી ઉંચે જોઇ કહે છે—બાઇ! તારે કાજે રડું છું; કેમકે હું તારી નણંદ થાઉં છું. તું બગડે નહિ માટે તારા ઉપર આટલો જાપ્તો રાખ્યો છે. એટલું બોલીને તે ચાલી ગઇ.

નણંદના વચનો આ મુગ્ધા **ગુલાબવંતીના** હૃદયમાં બાણ જેવા સોંસરાં પડયાં જેથી તે એકદમ ગુસ્સામાં આવી જઇ બોલી અહો!

આજ પર્યંત મને ખબર નહી, એ મને જાપતામાં રાખતો દેખાય છે, તો હું પણ ખરી કે એના જાપતાની એને બરોબર ખબર પાડું—

તેવામાં તેના ધણીને આવતાં દાદરમાં પગલાં વાગતાં સાંભળીને મુંગી થઇ છાનીમાની બેઠી કે જાણે કંઇ વાતની ખબરજ ન હોય? મોરના ઈંડાને ચીતરવું પડતું નથી. તે પ્રમાણે સોનીને અંદર આવેલો જોઇને તે બોલી-સ્વામીનાથ! તમે કહો, ના કહો પણ આજ તમારૂં મ્હોં ઉતરી ગયેલું જણાય છે. એવું શું દુઃખ તમારા ઉપર આવી પડયું છે. જે દુઃખથી તમે આવાં દીલગીર થયા છો? કેમ કોઈ આસામી માલ લઈ નાસી ગયો છે કે, કોઈએ તમારી મજુરી ડુબાવી?

**સોની**—ના વ્હાલી! એમાંનું કાંઈ નથી.

**સોનારણ**—ત્યારે છે શું? તમે માનો, ના માનો; પણ કોઇની સાથે તમારે કંકાસ થયલો જણાય છે.

**સોની**—ખરી વાત! [આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવે છે; પણ તેનાથી બોલી શકાતું નથી.]

**સોનારણ**—એવી શુ વાત છે. કે તમે બોલતા નથી અને રડો છો?-તમને કોણ દુભાવનાર એવું કઠોર મળ્યું કે જેણે તમારા જેવા કઠોર સોનારને ગાળી પાણી જેવા બનાવી દીધા.

**સોની**—મારે એકની એક માની જણી બહેન કસ્તુર છે તેણે મ્હોટપણે આજે એકનો એક છોકરો કપુરચંદને પરણાવવા માંડયો છે. તે આજે નોતરૂં દેવા આવી હતી.

**સોનારણ**—અહો એ તો બહુ સારૂં. ચાલો આપણે પણ મહાલવાને મળશે? પણ બોલો પછી શું થયું?

**સોની**—તેણે બધાને નોતરૂં દીધું, ત્યારે મેં કહ્યું કે હું એકલો આવીશ ને વહુને ખાવાનું ઘરમાં લાવીને ખવડાવીશ તેથી મારી જોડે લડીને રીસાઇ ગઈ! હવે એ મારૂં મોસાળું સરખું એ રાખનાર નથી.

**સોનારણ**—મને તમારી આજ્ઞા હોય તો હમણાં હું મારી નણંદી કસ્તુરબાઇને મનાવી આવું, એ પગરણ માંડીને બેઠાં છે ત્યાં આપણે જઇશુંજ એમાં તે શું મ્હોટી પંચાત.

**સોની**—ખરી પંચાત એજ છે તો? પછી સોની, સોનારણ **ગુલાબવંતીને** ખવડાવી પીવડાવીને જાપતાથી દરવાજા બંધ કરીને ગયો, સોનારણ **ગુલાબવંતીને** તેના ધણીની વર્તણુકથી તીરસ્કાર છુટયો. તે મનથી બોલી હજી એ કાળા મ્હોડાનો ધણી સીધુ બોલતો નથી. માટે હું પણ ખરી કે એને ઠગું, એવા એવા અનેક કુતર્ક બાંધતી તે ઝરૂખે બેઠી છે, તેવામાં ચંદ્રપુરના કોઇ પટાવતનો ગોરો ગબરૂ જેવો છોકરો **ગુસબખાં** ઝરૂખા નીચેથી જતો તેની નજરે પડયો કે વારેઘડીએ આખો લુંછવાથી તેનો પાલવ ભીજાઇ ગયો હતો; તે ઝટ ફાડી તેનું ગુંછળું કરી તેના માથા ઉપર ફેંકયો.

રસ્તે ચાલતાં પેલા **ગુસબખાંએ** તેના માથે ઉપરથી કાંઇ આવી પડયું હોય એવું સમજીને હાથ માથે ફેરવ્યો તો એક ભીના લુગડાનો દડો તેના હાથમાં આવ્યો. તેવોજ ત્યાં અટકી પોતે ઉખેડી જુવે છે, તો તે આંસુથી ભિંજાએલો તેને માલમ પડયો. તેથી મનમાં વીચાર કરવા લાગ્યો કે અહીયાં કોઇ દુઃખી જણાય છે, અને મારી સાહ્ય માંગે છે, તેણે આડું અવળું, ઉચું નીચું ચોતરફ જોયું, પણ કોઇ નજરે પડયું નહીં, તેથી મનમાં વીચાર્યું કે આ નાંખનારને હું દેખતો નથી પણ તે મને ખચીત દેખે છે. માટે મારે તેનો જવાબ આપવો

જોઇએ, નહી તો મુરખમાં ગણી કહાડશે, એવી ધારણાથી તેણે પેલું કપડું આંખે લગાડી માથે ઢાંકયું. પછી પાછું કહાડીને તેનો ગોટો વાળી ચુંબન કીધું. પછી તેને ફાડી કટકે કટકા કરી વેરી નાંખીને ચાલતો થયો !

હવે તે ગામમાં **મોતી** નામની એક પ્રસિદ્ધ દુતી રહેતી હતી, તેને ઘેર આ **ચુસબખાં** પટાવતે જઇ કહ્યું કે હમેશાં તું મારા ઉપર બહુ મમતા દેખાડે છે, પણ તે અજમાવવાનો મને આજ સમય આવ્યો છે; હવે તારી ચતુરાઇ જોઇએ છીએ-લે તારી મહેનતના આ પહેલેથીજ સો રૂપીઆ.

**મોતી**—હું તારી તાબેદાર છું, તારા શકુનની સાથે આ માથુ બાંધેલું સમજજે. બોલ ! તારી મરજી હોય તો ઇંદ્રની અપ્સરાને કહે તો તારા મ્હોં આગળ આણી ઉભી કરૂં.

**પટાવત**—મારે તારી અપ્સરાં કે ઇંદ્રાણીની ગરજ નથી. મારે તો **મધડા** સોનીની બૈરી **ગુલાબવંતી**ના મેળાપની ઇચ્છા છે તને તેની વાત તો માલમજ હશે કે તેણે કેવો જાપ્તો રાખેલો છે, તો મને તેનો ગમે તેમ કરીને મેલાપ કરી આપ. જે ખરચ થાય લે.

**મોતી**—એ કામ જરા કપરૂ જણાય છે. મેં કોઇ દહાડો તેને નજરે દીઠી નથી. તેને સાતમી મેડીએ પૂરી મેલી છે, ને ત્યાં માણુસની તો શું પણ પક્ષી સરખાની નજરે તે આજ સુધી પડી નથી, પણ કાંઇ ચિંતા નથી તું કાલે તારા ઘેરથી ૧૦ હજારના ભાંગેલા તુટેલા દાગીના હોય તો તે મારે ત્યાં લાવજે. પછી હું મારો હુનર અમલમાં મેલીશ.

**મોતી**ના કહ્યા પ્રમાણે બીજે દીવસે **ચુસબખાં** પટાવતે પોતાને ઘેરથી ૫-૧૦ હજાર દાગીના લીધા ને તેને ઘેર આવ્યો. **મોતીએ** તે તથા બીજા પોતાના ઘરના દસેક હજારના દાગીના ઉમેરી એક

મોટા પોટલામાં બાંધી ઘરમાં મુકી–સોની મધડાને ઘેર આવી કહેવા લાગી કે ભાઈ મારા છોકરાનાં ઘડીયાં લગન લેવાયાં છે, વહુને કાલે દાગીના ચડાવવાનાં છે. માટે મારે ઘેર બેસીને દાગીના જલદીથી તૈયાર કરી આપ મજુરી મનમાની લેજે ! એટલું બોલી એક ૫૦૦ રૂપીયાની થેલી તેના તરફ ફેંકીને કહ્યું લે આ તારી મજુરીને માટે અગાઉથી આપું છું અને બાકીનું તને લગન કેડે ચુકવી આપીશ ! આજનો દહાડો તારી દુકાન બંધ રાખ અને મારે ઘેર તું ને તારા કારીગર અત્યારેજ ચાલો જો આવવું હોય ઝટ લઇ તારો સામાન ઉપડાવ. મારે તો ઘડીએ ઘુંટ ભરાય છે.

સોનીનું મન પેલી કોથળી જોઇને લલચાઇ ગયું પણ જાય તો તેના ઘરમાં પોતાની બૈરીને ખવરાવે પીવરાવે કોણ ? તેથી મોતીને સમજાવી કહે છે કે--તમે આમ ગાભરા ન પડો. જરા મારી વાત સાંભળો ! તાંબાની તોલડી તેર વાના માંગે, માટે હું શું લાવું ને શું ના લાવું ? વળી તમારે ત્યાં સામાન લાવતાં કરતાં અને ગોઠવી કામ હાર પાડતાં બપોર તો સહેજેજ થઇ જાય, તેમાં કાંઈ ભૂલ્યા તો અહીં સુધીનો ધર્મ ધકકો ! એટલે ઉલટી વધારે વાર થશે. તમે કામ ઉતાવળનું બતાવો છો માટે તમે મારૂં કહ્યું માનો તો અહીં તમને કોઇ પાંતીની અડચણ નડશે નહીં. અને જે જોઇશે તે સઘળું અહીં હાજરજ છે. આટલા વર્ષ સુધી પરમેશ્વરે દાનત સાફ રાખી છે, તો થોડાને સારૂ તમારામાંથી ચોરીને હું પોતાને ડાઘ લગાડનાર નથી. માટે જો તમને મારો વિશ્વાસ હોય, તો સોનું અહિયાં લેઈ આવો અને તમારા એક બે માણસને મારી પાસે બેસાડો. નહિ તો આ પડયા તમારા રૂપિયા એ પાછા લેઇ જાઓ.

**મોતી**—(મ્હો ચઢાવીને) ઓહો **"કાલે છોકરે કાકા કહ્યા તો બાપ ઉઠી નાગા થયા !"** જુઓ, ભાઇનું કામ પડયું ત્યારે

બાઇ છાપરે ચઢી બેઠા. ગામમાં સોનીની ધાડ પડેલી સમજે છે કેમ અલ્યા ! મન માનતી મજુરી આપતા તું તો આવા ગાંડ ગુમચા કરે છે. તો દામ ખરચતાંએ કાપ કરનારા મળનારા નથી. એમજ તારા મનમા સમજતો હશે કે કેમ ? તું દાગીના નહીં ઘડી આપે તો મારો છોકરો કુંવારો રહેતો નથી ! એટલું કહી થેલી ઉપાડી તેણે તો ચાલવા માંડયું એથી સોનીએ લોભે લક્ષણ જાય તેમ-તેને સાદ મારી અધવચથી અટકાવીને કહ્યું કે મેં તમને શું ખોટું કહ્યુ કે મારા ઉપર આટલી રીસ કાઢી, તમે મારા ગરીબનું કહ્યું માનો. બહાર તમારૂં કામ થવાનું નથી અને તમે નકામાં રખડી પાછાં આવશો ને તમારૂ કામ ચુકશો, મારે ઉંબરેથી કોઇ પાછું ફર્યું નથી, ને તમે પાછા જાઓ એ મને દુરસ્ત લાગતું નથી. તમારે ત્યાં આવવાને મારે કાંઇ અડચણ નથી; પણ ત્યાં આવવામાં મને પાલવતું નથી. મારી દુકાને પચાસ કારીગર બેસે છે. તેમને એક એક દાગીનો સોંપીશ તો સાંજવોરા તમારા પચાસ દાગીના તૈયાર થશે ( એ પ્રમાણે સમજાવ્યાથી, મોની સોનું આણી આપવાને કબુલ થઇ. )

**મોતીએ** ઘેર આવી પટાવત **ચુસબખાંને** વૃતાંત કહી સંભળાવ્યું. અને પોતે રચેલી યુકતી કહી, તેને બૈરાના લુગડાં પહેરાવી સોનીની દુકાને સાથે તેડી ગઇ ત્યાં સોના રૂપાનાં દાગીના તથા લુગડીઓ સોનીને જોખીને સોંપી અને પોતે પાસે બેઠી.

ત્યારે સોનીએ પુછ્યું, આ બાઇ બહુ કોણ છે એ શરમાય છે, એ કોઇબહાર ગામથી આવેલાં દેખાય છે, એ તમારાં શું સગાં થાય છે ! જુવોને કેવી લાજ કહાડી ગુપચુપ બેઠાં છે. કે જાણે એના મ્હોમાં દાંત નથી !

મોતી—એ તો જયપુરથી મારી માશીના છોકરાની વહુ આવી છે, હું કહી કહીને થાકી પણ ઘરમાએ એતો આમનું આમ કરે છે, હમણાં થોડી થોડી લાજ મેલાવી છે. ખાવા બેસે ત્યારે તમે જોયું હોય તો પોપટના જેટલું પણ શરમની મારી ખાતી નથી!

સોની—ત્યારે એમના મુલકમાંલાજ કહાડવાનો બહુજ ચાલ હશે.

મોતી—ના પુછો વાત! પગની પાની સરખી એ દેખાયજ કેવી!! કોઇ મરદ તો શું. પણ ઘરમાં સ.સુ વગેરે કોઇ મારા જેવા ડોયાં હોય તે પણ ભાગ્યેજ વહુનું મ્હોં જોવા પામે

સોની—અં: એમ છે! એ તો આજેજ આપણે નવાઇની વાત સાંભળી, અમને અહીંયાં ઉઘાડા બેઠા બેઠા પરશેવો છુટે છે, તો એતો બીચારી કયારની ગભરાઇ ગઇ હશે; અને તાપથી મુઝાઇ મરતી હશે. માટે મેડી ઉપર મારી સ્ત્રી એકલી બેઠી છે, તેની પાસે બેસાડી આવો. ત્યાં સરખે સરખાં બેઉ બેઠા બેઠાં વાતો કરશે. હવે અમારે ભઠ્ઠી ચલાવવી છે તેથી તમે વહેલાં પાછાં આવો.

મોતી—(મનમાં તો ગમતું હતું પણ મ્હોડેથી માન માગતા કહે છે.) ના, ના, ભાઈ! એ એવી તો શરમાળ છે કે કોઇ અજાણ્યા સાથે તો બોલેજ શાની! એને તો અહીંજ ઠીક છે,

સોની—હજુ તો ભઠ્ઠી સળગાવી નથી, છતાં આવા અકળાઇએ છીયે, તો સળગાવ્યા પછી ઉભું રહેવું મુશ્કેલ પડશે માટે તમે એને ઉપર મેલી આવો. તો ઠીક, વળી સ્ત્રી સાથે સ્ત્રીને શરમ ન હોયે, મોતીએ સોનીનો બહુ આગ્રહ જોઇને પઠાવત ચુસઆખાંને મેડી ઉપર લઇ ગઈને સોનારણને સોંપી પાછી નીચે આવી. બપોરનો જમવાનો વખત થયો ત્યારે મધડાએ મોતીને કહ્યું કે આજે તમે અમારે

ઘેરજ જમજો અને સાંજનાં આ દાગીના તૈયાર થાય તે લેઇને ઘેર જજો, એટલે કાંઈ ફીકર નથી તે વાત મહામહેનત કરતાં તેણે કબુલ કરાવી. પછી મોતીને ત્રણે જણુ જેટલું પીરસાવીને ઉપર મોકલી રાતના સર્વે દાગીના તૈયાર થયા તે લઇને મોતી પટાવત ગુસઅખાંની સાથે પોતાને ઘેર ગઇ.

સર્વના ગયા પછી દુકાન વધાવી મથરો સોની મેડા ઉપર જવાને ચાલ્યો. તેનાં પગલાં સાંભળીને તેની વહુ ગુલાબવંતીએ શરીર ધુણાવવા માંડયું, તે જોતાંજ સોની હબકી ગયો, અને ગભરાવવા લાગ્યો. ત્યારે કેટલીક વારે લાગ જોઈ તે બોલી-હવે હું મેલનાર નથી. બેઉના ભોગ લઇશ. પેલી રાંડ આવી હતી, તેણે મને આઠ પહેરાની રક્ષા કીધી છે, તે વીતે કે જીવ લઇશ એમ બોલતામાં તે ધબ દઇને પડી, અને મુડદા જેવી સ્તબ્ધ થઈ હાથ પસારી લાંબી થઇને પડી. તેણે આંખો મીંચી દીધી. શ્વાસ બંધ કરી નાંખ્યો, વાળ વીખરાઇ ગયા, મ્હોડે હેડકી ખાવા માંડી. જે જોઈ સોનીના હોશ ને કોશ ઉડી ગયા!

સોનીની પાશે એક સજીવન બુટ્ટી હતી તે લાવી ઝટ તેણે સ્ત્રીની આંખમાં આંજી તોપણ કાંઇ અસર નહી થએલી જોઇ નિરાશ થઇને અંતે "ઓ મારી બાયડીરે! એવી મોટી પોક મેલી રડવા બેઠો ત્યારે જાણે પાછો જીવ આવ્યો હોય એવી રીતે તે સ્ત્રીએ પડખું બદલ્યું પછી ધીરે ધીરે આંખો ઉઘાડી હાથપગ હલાવ્યા, ત્યારબાદ કેટલીક વારે ઝીણે સાદે પાણી માંગ્યું. તે સાંભળી સોનીએ બહુ ખુશી થઈ ઝટ પાયું. પછી બૈરીને ત્યાંથી ઉપાડીને તેણે બીછાનામાં સુવાડી ઘરમાંનાં ગરમ ગરમ ઓષડ વગેરે પાયાં જ્યારે રાત વીતી ગઇ અને સવારનો વખત થયો, તે વેળાએ તે બોલી કે મારો વાંસો બહુ ફાટે છે; ને મને કાંઇ ચેન પડતું નથી. ત્યારે સોનીએ તેને પુછયું કે તને શું થયું

છે ! અને આવી નિર્મળતા કેમ દેખાય છે ? સોનારણું બોલી-ઇશ્વિર જાણે આજે બપોરના અમે ત્રણ જણ જમી ઉઠયા પછી વાતો કરતાં સાથે બેઠાં હતાં. તેવામાં એકાએક મારી છાતી ઉપર કોઈ આવીને બેઠું ! પણ તે વખતે પેલી **મોતીબાઇ** જો હાજર ના હોત તો મને ક્યારનીએ તમે બાળી આવ્યા હોત ! તેણે તરતજ પાણી મંત્રીને મને ચોકમાં લેઇ ન્હવાડી એટલે હું હોશીયાર થઇ. તે કહેતી હતી કે એતો આડાનું છે. તેનો લગન થયા કેડે હું બંદોબસ્ત કરી આપીશ. કદાચ વચમાં પાછું આવે તો મને ચેતાવજે ! માટે તમો હમણાંને હમણાં જઇને **મોતીબાઈને** તેડી આવો નહિ તો કદાચને હવે પાછું કંઈ થશે તો તમે મને જીવતી કાડનાર નથી; તે મારો જીવ લેઇને જશે ? એમ કહીને રડી અને તેના ધણીની કોટે બાઝી પડી.

પછી સોનીએ તેની આસનાવાસના કરી, **મોતીને** ઘેર જવા તૈયાર થયો, પણ તેની સ્ત્રી ત્યાંથી તેને ખસવા દેતી નથી-તમે જાઓ એટલામાં વળગણ આવે તો હું એકલી મરી જઇશ ! તેથી રાત તો જેમની તેમ ગઇ, બે ઘડી દીવસ ચઢયો, ત્યારે સોની **મોતીને** ઘેર ગયો-તેણે ત્યાં એવો ઢોંગ મચાવ્યો છે કે આંગણે ઢોલ, શરણાઈ, વગેરે ગગડી રહ્યાં છે, બૈરીઓ નવાં નવાં વસ્ત્રાભૂષણ સજીને પરસાળમાં બેઠાં બેઠાં ગાણું ગાઈ રહ્યાં છે. પાછળ ઓશરીમાં ઘીના દીવા બળી રહ્યા છે, ધુપ પણ સળગી રહ્યો છે, એક માટલામાં પટાવટ ચુસકૂખાને ઘાલી ઉપર ઢાંકણું દેઈ તેને ગજીઆણીથી મડી એક કોરે મુકેલું છે તેની પડખે બેસીને **મોતી** બ્રાહ્મણો પાસે પુજા કરાવે છે ? ત્યાં સોની આવીને બોલ્યો-**મોતી ! મોતી !** તમે જરા મારે ઘેર આવી જાઓ મારી **ગુલાબવંતી** મરવા પડી છે. તમારા આવ્યા વગર તે ઉઠે તેમ નથી, તેથી ગમે તેમ કરીને જરા તમે આવી જાઓ તોઠીક.

**મોતી**—મેર મારા પીટયા ! તું જોતો નથી, હું પુજા કરૂંછું ને હમણાં તે અવાય ! સ્વાર્થી પોતાનો દોષ વિચારે નહિ. જા હું કાલે આવીશ, આજે મારે ઘેર બધાં નાતીલા આવે છે, અને હું બહાર રઝળવા જાઉં એ કંઇ સારૂ દેખાય ? ગામમાંથી કોઇ ધુણીને લેઇજા, તારી વહુને આડાનું છે તે ઘણું કપરૂં છે. ઝટ કાંઈ આખડી લે કે બચશે.

સોનીએ તેના બહુ કાલાવાલા કર્યા અને ત્યાં બેઠેલા લોકો પણ તેના વતીથી બોલ્યા ત્યારે **મોતીએ** કહ્યું ! જો તારી સાથે આવું તો ખરી પણ આ કુળદેવીનો ઘટ મારાથી એક ક્ષણભર પણ વ્હીલો મેલાય નહિ. માટે તે તું માથે ઉપાડીને તારે ઘેર લેઇ ચાલે ને હું પાછી આવું ત્યારે પાછો મુકવા આવે તો મારાથી અવાય.

**સોનિ**—એમ છે તો એક ઘટ શું પણ કહો તો બે ઘટ ઉપાડીને આવું ને જાઉં. પણ ફોઇમા ! તું જરા રહેમ નજર કરીને મારી **ગુલાબની** સંભાળ કર. નહિ તો તે ઘડી અધઘડીમાં મરી જશે ને મારૂ ઘર ભાંગી જશે ?

**મોતી**—ફકત તારીજ ખાતરને માટે મારી કુળદેવીને તારે ઘેર પધરાવું છું. પણ દેવીને સંભાળજો કે કાંઈ વચકો વસમો પડે નહિ. નહિ તો મારે લગ્ન ફેરવવાં પડશે. એમ કહી સોનીને માથે ઘટ ચઢાવ્યો, અને પોતે હાથમાં દીવો તથા ધુપદાની લીધી, પછી બૈરાંઓને ગીત ગાતા સાથે લઇને **મોતી** વાજતે ગાજતે સોનીને ઘેર ચ.લી. ત્યાં મેડી ઉપર એક ઓરડામાં દેવીની સ્થાપના કરી, પુંજાપાત્રી ચડાવી. પછી સર્વેને વીદાય કરી સોનીની સાથે પોતે તેની બૈરી પાસે ગઇ, તો તે બેશુદ્ધિમાં પડેલી તેમની નજરે પડી. જ્યારે સોનીએ બહુ કરગરીને વીનંતી કરવા લાગ્યો, ત્યારે તેને ત્યાં ઉભો રાખીને **મોતી** માતાના ઓરડામાંથી કાંઇ લેઇ આ.વી ત્યાં બેસી પાણીનું એક કુંડાળું

કરીને સોનીને માંય બેસાડીને કહ્યું કે તું બીહીનો નહીં, અને ગમે તે થાય તો પણ તું આની માંહીથી ખસતો નહીં. પછી તેણીએ પાણીની આડ કરીને ધુપણું દીધું ને બે દાણા અડદના નાંખ્યા નાંખ્યા. તેજ વેળાએ બાયડી ઉઠીને બેઠી થઇ, કૃતાંત (કાળ) સરખી આંખો ફાડીને તે બોલી-હવે તું મારે હાથે ચડી છે, તો જોજે મારો સપાટો! આમાંથી કોઇને મેલનાર નથી. સર્વને ખાઇશ? એટલું બોલીને તેના ધણીની તરફ દોડી. તે જોઈ સોની બહુ થરથરવા લાગ્યો.

થોડીવાર પછી ફરી પાછા અડદના દાણા નાખ્યા. એટલે **મોતી** સોનારણ મોતીની તરફ ફરીબોલી, ડાકણ! પાછી તું આવી છે પણ સાંભળજે-હવે તને અહીંથી જવા દેનાર નથી. એવામાં **મોતીએ** પાણીની અંજળી છાંટયાથી તે એકદમ બેસી ગઈ અને ધુણવા લાગી.

ત્યારે **મોતી** હોઠ ફફડાવી (મંત્ર ભણ્યાનો ઢોંગ કરી) એક બે, ત્રણ, ચાર, એ પ્રમાણે ઉપરાઉપર પાણીની અંજળીઓ છાંટવા લાગી, એટલે **સોનારણ** (બુમરાણ કરીને) બાપી બાપી રે! હવે હું જાઉં છું. પાછી કોઇ દીવસ નહીં આવું. મારો કેડો છોડ. એમ કહ્યું!

**મોતી**—જાય છે કયાં? રાંડ તું કોણ છે, અને અહીં કેમ આવી છે? અને આ બીચારી ગરીબડી સોનારણને કેમ સંતાપે છે, એણે તારૂં શું બગાડયું છે! તે ઝટ લેઇને કહી દે.

**સોનારણ**—હું મવડા સોનીની સાસુ થાઉં છું. મારી દીકરી સાથે એણે લગ્ન કરી તેને બહુ દુઃખ દઈ, ખોટા ખોટા આળ ચડાવી કહાડી મેલી હતી, જેથી તેણે દુઃખમાં ને દુઃખમાં પોતાની દેહ પાડી છે. માટે હવે હું તેનું વેર લેવાને આવી છું. એની બૈરીનો હું જયારે જીવ લેઇશ, ત્યારેજ જઇશ; તે સાંભળી સોની તો દીગમુંઢ સરખો ઉભો રહ્યો.

**મોતી**—સોનીને વહુઓ તો બહુએ થઇ છે, તેમાંથી તું કઇ

વારની અને કોની મા થાય છે.

**મોતી**—ચોથી વારની, ઝવેર મારી દીકરી થાય, ને મારું નામ **વાલી** છે તેને એ પીટયાએ બહુ સંતાપી છે. (પછીથી મોતીએ પાછો તેના ઉપર અંજળીનો વર્ષાદ વરસાવ્યો.] એટલે પછી તે **સોનારણ** બોલી શું કરૂં? હમણુંજ કોળીગો કરી નાખું, પણ આજ તો માથે સમર્થ દેવી ગર્જે છે. તેથી મારો ઉપાય નથી પણ માટલુ સાંજે તો એને ઘેર પાછું જશે કે હું આવીને પાછી વળગીશ. એટલું બોલતાં બોલતાં તે મોટા ધબ્બાકાની સાથે જમીન ઉપર પડી ગઇ.

**મોતી**—સબુર! સબુર! પણ તે તો ગઇ. પછી કેટલીએક વારે સોનારણ સાવધ થઇ કે તેને નવડાવીને દેવીના ઓરડામાં લેઈ જઇને પુંજા કરાવી અને તેના હાથે નાડું બાંધ્યું.

મઘડો કહે જે **મોતી** ફઇ! તમારૂં માટલુ આઠ દીવસ મારે ઘેર રાખી જાઓ. **મોતી** કહે-મુર્ખા મારી ગોત્ર દેવીને મારે ઘેર લગ્ન, માટે હવે ઝટ ઉઠાવ ને ચાલ મારે ઘેર. ત્યારે તો બહુ તાણુમ-તાણુ થઇ. પછી તે સોનીને કહેવા લાગી કે હું લગ્ન ફેરવું ને તારી વહુને એક માસથી દીક્ષા આપું પણ સાંભળ! તેને સાચવવું બહુજ કઠણુ કામ છે. એક મહીના સુધી નજરે તો શું પણ સ્ત્રીને પુરૂષનો ઓળો ના પાડવો જોઇએ કેમ તારાથી બનશે? નહી તો કામ વીફરી જશે.

**સોનીએ** (મનમાં) સ્ત્રી જાનથી જાય તેના કરતાં એક માસનો વીયોગ કાલે વહી જશે એવું ધારીને, મોતીનું કહેલું સર્વ માન્ય રાખ્યું. પછી સોનારણને પૂછ્યું; ત્યારે તેણે પ્રથમ તો આનાકાની કીધી પણ તેના ધણીના આગ્રહથી તે પણ કબુલ થઈ.

પછી **મોતીએ** સોનીને કહ્યું એક માસ સુધી દેવીને નૈવેદ અને તારી બૈરીને ખાવા સારૂં જે કાંઈ જોઇએ તે સીંકીએ કરીને ઉપર

પહોંચાડવું આ દેવીને પરચો પ્રત્યક્ષ છે; માટે કાંઇ વચકો પડે નહી તે તું સાચવજે નહીં. તો સુલટું કરતાં ઉલટું નહી થાય. માટે સાવચ રહેજે, પછી તેણે સામગ્રીની ટીપ ઉતરાવીને કહ્યું કે એ પ્રમાણે નીત્ય આઠ વાગતાંની અંદર છાબ સાંજરે સીકીમાં મેલી તારે તારી મેળે ચાલ્યા જવું. પણ ઉપર જવું નહીં એ જરૂર ધ્યાન રાખજે આમ કહી તે દીવસની ખાનપાનની સામગ્રી તરત મંગાવી સોનીને ત્યાંથી રૂખસદ કર્યો પછી સોનરણ **ગુલાબવંતી** સાથે પેલા પટાવત **ચુસબખાંને** મેળવી, હવે બેઉ જણે નીશ્ચિંતપણે એશઆરામ કરવાને કહીને, સાતમા માળથી દરવાજા, દારર, બારી વગેરે બંધ કરી પોતાના હાથેજ કુંચી મારતી મારતી **મોતી** નીચે આવી! ત્યાં દુકાનમાં સોની બેઠો હતો તેને કહ્યું કે હવે તારે કોઇ પાંતીની ચીન્તા રાખવી નહી આ બધી ખટપટ તારીજ ખાતર કરી છે. પણ દેવી સૌ સારા વાનાં કરશે. એટલું કહીને ચાલતી થઈ. સોની દરરોજ વેઢા ગણ્યા કરતો હતો.–તે માસ પૂરો થયો. એટલે સવારના પહોરમાંજ ઉઠીને **મોતીને** ઘેર ગયો.

**મોતી**—હજી આજેજ મહીનો પુરો થાય છે. એટલામાં તું કેમ આવ્યો! પણ ઠીક થયું, દેવીએજ તને મોકલાવ્યો, ને મારો ફેરો ટાળ્યો કાલે દેવીનાં વધામણાં કરવાં પડશે. ત્યાં પાંચસેં ગોરાણી (સો, સવાસણ સ્ત્રીઓ) અને બસેં બટુકો કુંવારા છોકરા) જમાડજે. તેમને અકેકું લુગડું અને દક્ષણા તારી સંપત પ્રમાણે આપજે, રાતના હું આવીને દેવીને વીદાય કરી પધરાવી લાવીશ.

બીજે દીવસે સાંજરે **મોતી** સોનીને ઘેર આવી સોનારણ **ગુલાબવંતીની** પાસે ગઇ, ત્યાં પટાવત **ચુસબખાંને** અગાઉની માફક માટલામાં બેસાડી તેનું મ્હોં બંધ કરીને તેના ઉપર ફુલના હાર કંકુ આદિ છાંટી સોનીને બોલાવ્યો ને કહ્યું-ઉપાડ મારી દેવીને! ને લઇ ચાલ મારે ઘેર?

સોનીને માથે માટલું ચઢાવી તેણી ઘેર ચાલી, રાત ઘણી અંધારી તેથી માર્ગમાં કોઈ સામું આવતું દેખાતું નથી, તેઓ એક સાંકડી ગલીની અંદર થઇને ચાલ્યાં જાય છે. તેવામાં એક સાંઢ સાથે સોની અફળાઇ પડયો તેથી ગભરાઇને જેવો દોડવા જાય છે એટલામાં પાછળથી દુતી (મોતી)એ આહાં! હાં હાં કહેતાં તે પાછો ફર્યો, માટલું જમીન ઉપર પડતાં ફુટી ગયું. ત્યારે પાછો ફરતાં બિચારો સોની—પટાવત અને દુતી, એબેની ચોટમાં ફસાઈ જઇ ઉંધે માથે પડી ગયો, પટાવત ચુસબખાં ઝટ સાવધ થતાં સોનીની છાતી ઉપર ચઢી બેઠો ને બોલ્યો કમબખત સસુર! દેખતા નહિ! કયોં મેરી છાતીપે ગીરા? અબ તો તેરા જાન લુંગા!—એટલું કહી તેની છાતી પર ઠુંપીયા દેવા માંડયા! સોની તેથી ત્રાસ પામી કરગરી કાલાવાલા કરવા મંડયો એટલામાં પેલી દુતી સોનીને ભાંડતી અને ગાળો દેતી આવી બોલી હાય હાય! મારી ગોત્ર દેવીનું માંટલું ફોટયું ને માંહ્યથી ભૈરવ નીકળ્યો!!

સોની દુતીને જોઇને બોલ્યો મોતી ફઇ! આ મારી છાતી ઉપર કોઈ બેઠું છે તેને તું ઉઠાડી દે. નહીં તો મુકરર એ મારો મારો જીવ લેશે જો તું મારો જીવ ઉગારીશ તો હું તારો ઉપકારી થઇશ. તેમ તેમ પેલો તેને વધારે ઠુંપીયા દેવા લાગ્યો, તેથી સોનીએ કળાહલ કરી મુકયો. એટલે લોક જમા થવા માંડયું ત્યારે દુતીએ તેને ગાળો દેવી બંધ કરી પેલાને ઉઠી જવાનો અણસારો કર્યો કે તે ત્યાંથી પલાયન કરી જતો રહ્યો. જ્યારે છાતી ઉપરથી ભાર ઓછો થઈ ગયો. ત્યારે તે ધીમે ધીમે શ્વાસ લેવા લાગ્યો, પછી દુતીનો હાથ ઝાલીને ઉઠી ઉભો થઇ પોતાને ઘેર ગયો!!!



## રાજા પ્રેમસિંહ તથા તેની લલના મદનમંજરીની વાર્તા.





**મ**નોહરમતી નગરીમાં અજયસિંહ નામનો રાજા રાજ્ય કરતો તે રાજાને પ્રેમસિંહ કરીને પાટવી કુંવર હતો તે મહા ચતુર હતો. તેને માટે ઘણી કન્યાઓનાં માંગા આવતાં હતાં પણ તે પરણવાનીજ નાજ કહેતો હતો, છેવટે ઘણી સમજુતી તેણે કહ્યું કે હું એક ધાવ (દોહરો) લખી આપું, તે જે કન્યા પુરો કરી આપે તેની સાથે પરણું આથી રાજાએ તેમ કરવા હા કહી પછી તેણે એક ધાવ લખીને બ્રાહ્મણને આપ્યો.

"મારગ આંબો મોરીયો તે રાખ્યો કેમ જાય."

અને કહ્યું મહારાજ ગામે ગામ જાવો. ફરો ને કોઇ ચતુર કન્યાની વધાઇ લાવશો તો તમને સવાલાખનું ઈનામ આપીશ બ્રાહ્મણ તે ધાવ બોલતો બોલતો ગામોગામ આથડયો, પણ કોઇ ધાવ પુરો કરે એવું મળ્યું નહિ, ત્યારે ઘર તરફ પાછો ફર્યો, અને નગરથી ત્રણ ગાઉને છેટે એક ગામ હતું તેને પાદરે શોકાતુર થઇને બેઠો. તે ગામના ગરાશીયાને **મદનમંજરી** નામની પુત્રી હતી. તે ઉછળતી જુવાનીએ પહોંચી હતી; તેથી તે હવે વધારે વરસ નહી ખમે, એવા વિચારથી તેના માબાપ તેનું સૌભાગ્ય શોધતાંજ હતાં, પણ ન્યાતમાં કોઈ ખપતો ન મળવાથી તે હજી કુંવારી સ્થિતિમાં હતી. તે પનઘટપર પાણી ભરીને જતી હતી; તેણે તે બ્રાહ્મણને જોઇ પુછ્યું, મહારાજ તમારે શું દુઃખ છે?

બ્રહ્માણ બોલ્યો—બાઈ તું ચાલી જા ! હું આખી પૃથ્વીમાં ફર્યો તોપણ મારૂં દુ:ખ કોઇ ભાગી શકયું નથી, ત્યારે તારો શો આશરો ? બૈરાંના ટાચ લાથી મારૂં શું વળે ? ગરાશીયાણીએ ઘણી જક કરી, ત્યારે તેને સર્વ હકીકત કહી અને ઉપલો ધાવ કહી સંભળાવ્યો—

**કન્યા બોલી**—અહો એમાં શી મોટી વાત છે ! લો તમારો ધાવ ઉભી ઉભી, પુરો કરી આપું. તે તમારા રાજાને જઇ દેખાડજો, ત્યારે બ્રાહ્મણ બોલ્યો—' બાઇ તું પુરો કરીશ તો મારી જન્મોજન્મની આશા પુરીશ. મારો રાજા કંઇ ન્હાનો સુનો નથી. તેની પછવાડે બાર લાખ ફોજ ચડે છે અને તે મનોહરમતી રાજ્યનો પાટવી કુંવર છે. " **મદનમંજરીએ** રાજાનું નામ સાંભળતાંજ હરખથી ધાવ પુરો કર્યો;

**"મન આકાશને તન હાથીયો, તે આપો રખાય."**

પછી બ્રાહ્મણ તે સ્ત્રીનું નામ ઠામ પુછી ચાલી નીકળ્યો. રાજાના રાજમહેલમાં કુંવર હિચોળા ઉપર હિંચકા ખાય છે, ત્યાં જઇ તેણે ધાવની છબરખી નાખી. કુંવર ધાવ વાંચીને ખુશી થયો ને તે વાત પોતાના બાપને કહી, તેણે ગરાશીયાને તેડાવી તેની છોકરીનું માગું કર્યું. બહુ ધામધુમથી અને દેશદેશના રાજાને તેડાવી રાજા જાન લઇને પોતાના કુંવર **પ્રેમસિંહને** પરણાવવા ગયો. ત્યાં લગ્ન ઘણા હરખથી કર્યું. ને કન્યા પરણીને ઘેર લાવ્યા, ત્યારે તે આખા ડાહ્યા કુંવરે રાણીને કહ્યું કે જેવી રીતે ધાવ પુરો કર્યો, તેવી રીતે તમે ચાલો, જોઉં શું થાય છે ? પછી બાઇ પાસેથી છ માસ બહાર જવાની રજા લેઇ સ્ત્રીને શહેરની બહાર વિશાળ તળાવ હતું તેની મધ્યમાં એક સ્થંભો મેહેલ હતો તેમાં પુરીને ચાલતો થયો.

એ વાતને એમ કરતે છ વરસ થઇ ગયા. સ્ત્રી ભરજોબનવંતી થઇ, ને બપૈયા મેઘને સંભારે છે, તેમ તે પોતાના સ્વામીને સંભારવા લાગી. એક દિવસ તે ગામમાં **હડીયા** વણઝારાની પોઠ આવી, તેણે મહેલથી ગાઉ એકને છેટે પડાવ કર્યો હતો, તેનો એકનો એક છોકરો

ઘોડો ખેલાવતો ખેલાવતો રાણીના મહેલ પાસે આવી પહોંચ્યો. ઉન્હાળાનો દહાડો હતો. તેણે આ સુંદર ને સ્વચ્છ પાણીવાળુ તળાવ દીઠું એટલે સિપાઇને કાંઈ સમજાવી તેમાં નહાવા પડયો; પાણીમાં તરતો તે છેક મહેલની નજીક ગયો, ત્યાં કુંવરી **મદનમંજરીએ** બારીયેથી તેને દીઠો, તેની કંદર્પ સરખી કાયા જોઇ તેનાપર તે મોહિત થઇ. વણઝારાએ પણ ઉચું જોયું બે જણની નજર સામા સામી મળી. એટલે બારીએથી 'જો તું મહેલમાં નહિ આવે તો તારે માથે સ્ત્રીહત્યા ને ગૌહત્યાનું પાપ છે.' એમ પાનમાં લખી કરીને તેની તરફ નાખ્યું. તે તેણે ચતુરાઇથી ઝીલી લીધું પછી પોતે ઘેર જઇ તંબુમાં દુખીત જેવો થઇને સુઇ ગયો, અને જમવાની વખત થઇ ત્યારે ઉઠયો નહિ એટલે તેના બાપે પુછયું કે "બેટા શું થયું છે? તને કોઇએ આંગળી કીધી હોય તો, કે' તેનો પહોંચો કાપી નાંખું-તું શા માટે જમતો નથી, તેનું કારણ કહે?" ત્યારે છોકરે કાંઇ બોલ્યા વગર પેલું પાન આપ્યું. તે વાંચી વણઝારો બોલ્યો ફીકર નહિ, તુને ત્યાં મોકલાવી આપીશ, ત્યારે છોકરાએ ઉઠીને જમી લીધું, અને પછી તેનો બાપ ઘોડે બેસી-ગામમાં વેલદાર લોકોના ફળીયામાં ગયો વેલદાર લોકે વણઝારાને જોઇને પુછયું-"નાયકજી શી ફરમાસ છે? નાયકજીએ તે લોકના પટેલ સાથે એકાંત કરીને હકીકત જણાવી કહ્યું કે મારા તંબુથી તે ગામ બહાર એકસ્થંભો મહેલ છે, ત્યાં સુધી એક માસમાં સુરંગ ખોદી આપો, તો મારી પોઠનો ચોથો ભાગ ઇનામ આપું, તેઓએ તે પ્રમાણે હા કહી. અને બસેં કારીગરો લઇ વણઝારાના તંબુ આગળ આવ્યા, અને પ્રથમ તંબુની આસપાસ કોટ ચણ્યો, પછી ર૭ દહાડે તળાવ સુધી સુરંગ ખોદી મહેલની અંદર બારણું મુકી બરોબર રસ્તો કરી આપ્યો, પછી માંહી દીવાબતી કરી વણઝારાએ છોકરાને મોકલ્યો, ભાઇ જા, પણ સંભાળ રાખજે?-તે આવ્યો કે રાણીએ હાથ પકડી પલંગપર બેસાડયો-તેઓએ અવાર

નવાર મળવા માટે રાણીના હીંચકા પાસેથી સુરંગને રસ્તે દોરડું બાંધી ઘંટા રાખ્યા. કે તેથી જ્યારે એક બીજાની ચાહના કરતા ત્યારે ઘંટ વગાડતા, એટલે બંને ભેગા થઇ આનંદથી મોજ કરતા.

હવે એજ શહેરમાં કોઈ જોગી અખંડ ભભુત લગાવી જટાનો માથે અંબોડો વાળીને ટહેલ નાંખે છે, કે-" અપે સબ બંઠી સબ બંઠી; એક ના બંહી મેરી કમલતા ?" બાવો શા અર્થથી ઉપજું વાક્ય બોલે છે તેની શહેરમાં કોઇને ગમ પડતી નથી, કુંવરને કાને પણ એ ચાર દિવસ સુધી આ વાક્ય પડયું, પણ અર્થ સમજાયો નહિ, ત્યારે એક દિવસે તેનો ભેદ ભાંગવા કુંવર તેની પછવાડે ગયો. બાવો આગળ ને રાજા પછવાડે એવી રીતે શહેરની બહાર ૩-૪ ગાઉ સુધી ગયાં. ત્યાં એક ટીંબો હતો, તેને ઓથે જઈ બાવો બેઠો, અને જટામાંથી એક દાબડી કહાડી, તેમાંથી નવજુવાન જેવી સ્ત્રી નીકળી; તેણે પગે લાગીને પુછયું કે-"મને કેમ બોલાવી મહારાજ ? બાવો બોલ્યો કે રસોઇ કરવી છે ? પછી તેણે બાવાને ગાંજો ભરીને હુકો આપ્યો ને પોતે રસોઇ કરવા બેઠી, અહીં બાવો હમેશ પ્રમાણે હુકો પીતો પીતો ઉંઘી ગયો. ને પણે સ્ત્રી રસોઇ કરી રહી. ત્યારે સ્ત્રીએ પોતાના ગળામાંથી એક માદળીયું કહાડયું ને તેનું ઢાંકણું ઉઘાડયું, એટલે તેમાંથી કોઇ છેલ પુરૂષ નીકળી આવ્યો. તે બન્ને જણાએ પહેલું ભોજન કર્યું. ને પછી રંગભોગ કર્યો. બે ત્રણ કલાક ગયા કે બાવાને ઉઠવાની વખત થઇ ત્યારે સ્ત્રીએ પુરૂષને પાછો માંદળીયામાં સંતાડયો અને પછી બાવાને ઉઠાડયો. આ બધું જોઇને રાજા તો બહુ આશ્ચર્ય પામ્યો. અને મનમાં બોલ્યો કે—બાવાનું બોલવું હવે સમજ્યો, બાવો પોતાની બાયડીને જટામાં રાખી ફરે છે, તો નારી યારને માદળીયામાં રાખે છે, એ પણ ઠીક તમાસો છે.

રાજા આ તમાસો જોઇ ચાલી નીકળ્યો ને વિચાર્યું કે આ રીતે કબજે રાખતાં પણ આ સ્ત્રી પરપુરૂષ રાખે છે. ત્યારે મારીને પણ કોઈ હશે. કહેવત છે કે ઘેર ઘેર માટીના ચુલા છે, પછી કુંવર બીજે દહાડે કચેરી કરી બેઠો છે. અને ત્યાં થકી જોગી રોજ પ્રમાણે ટહેલ નાંખતો ચાલ્યો, ત્યારે કુંવરે જોગીને બોલાવીને ફરમાવ્યું કે તમારે આજ અમારે ત્યાં જમવું. પછી સીપાઇને હુકમ કીધો એક સ્થંભે માળીએ જઇને રાણીને કહો કે રાજા તમારે મહેલે પધારશે, માટે છ માણસની રસોઇ કરાવજો" રાણીને વર્ધિ પહોંચી-પહોરેક થયો એટલે રાજા અને જોગી મહેલમાં ગયા. રાણી જોગીને જોઈ વીચારમાં પડી. પછીરસોઇ તૈયાર થઇએટલે પત્રાળીયો નાંખી. ત્યારે રાજાએ બાવાને પુછ્યું, કે "તમારૂં કોઇ આશ્રાંગતહોય તેને કહાડો? બાવો બોલ્યો કે 'રાજા! હમારા શીવજી બીનાદુસરા કોઇ નહીં. પછી રાજાએ ઘણાં ત્રાના કર્યાં, તેથી બાવે પોતાનો ચોટલો છોડયો અને માંહેથી દાબડી ઉઘાડીને સ્ત્રીને બહાર કાઢી? એટલે તે સ્ત્રીનું પણ જોડે પત્રાળું નંખાવ્યું. પછી તેની જોડે બીજું નાંખવાનો હુકમ કરીને સ્ત્રીને કહ્યું કે તમારે કાંઈ આશ્રાંગત હોય તો કહાડો! સ્ત્રી બોલી-મારે તો બાવાજી છે, પછી બાવો બોલ્યો, હમ બીના લુગાઇકા આશ્રાંગત દુસરા કોન હોવે? રાજાએ જોગટાને વકારી કહાડી કોરડો હાથમાં લઇ સ્ત્રીને સંજ્ઞા કરી, કે જો નહી કહાડો તો આનો માર પડશે. નારીએ મારની ધાસ્તીથી યારને કહાડયો. તે જોઇને બાવો ભુંડો પડયો ને ખાવાનું ભુલીને સ્ત્રીને ગાળો દેવા લાગ્યો. ત્રણેને જમતા કરી રાજા પોતે સામે હીંચોળા ઉપર જઇ બેઠો. ને પાસે દોરડું બાંધેલું જોઇને તે ખેંચી હીંચકા ખાવા લાગ્યો એટલે પણે ઘંટ વાગ્યો, તેથી વણઝારો સમજયો કે મારી આજ બહુજ તાકીદ છે, તેથી ભોંયરા વાટે આવી તરત બારણું ઉઘાડયું, એટલે બાવાને અને રાજાને દીઠા. તેથી પાછો ફરી નાશી જવા જાય છે, તેવો તેને રાજાએ જોયો

ને કહ્યું ઉભો રહે અલ્યા ચોર નાશીને જઈશ ક્યાં ?" રાણી હયાં તમારા પણ બે પત્રાળા નાંખો, વણઝારો તો બીકથી ધ્રુજવા લાગ્યો, તેને રાણીએ ઇશારત કરી કે બીહીસ નહી તને કાંઇ થવાનું નથી. સર્વે જમી રહ્યા પછી રાજાએ રાણીને બોલાવી કહ્યું કે "તમને અમે પારખ્યાં પણ કહો હવેથી તમને અમે વહાલા કે આ પુરૂષ "રાણીએ કહ્યું" રાજા ભુખ લાગે; ત્યારે કોદરાનો રોટલો વાસી હોય, તોય સારો લાગે છે; ખાટી છાસ ઉકરડે પણ ઢોળવી પડે છે, તેમ તમે મને પરહરી મુકી, તરછોડી એટલે આ પુરૂષનો સંગ કરવો પડયો, પણ વહાલા તો તમેજ ? કુંવરે પોતાની ભુલ જોઇ. અને વણઝારાને કહ્યું કે તું આજને આજ તારી પોઠ હાંકી જા, નહીતર લુંટી લઇને તને ગરદન મારીશ, એટલે પછી વણઝારો ત્યાંથી નાઠો ગયો. પછી બાવાની બાયડીને પુછ્યું "તું બત્રીસ લક્ષણાને મુકીને બાવા પાસે રહી શું કરીશ ? તેમ કહી તે સ્ત્રી કાસદાતાને તેના ધારને સોંપી આપી, તેથી તે ખુશી થઈ, તેને લઇ ચાલતો થયો. રાજાએ બાવાનો નાદ ઉતારીને કહાડી મેલ્યો અને એક સ્થંભા મહેલમાંની રાણી મદનમંજરીને શહેરમાં લઈ રાજ્ય મહેલમાં વાસ કર્યો."

## સંકટમાં સપડાયલી સતી ગુણસુંદરીના કલ્પાટની વાર્તા

મધુમતી નામના નગરમાં કોઇ ટેકચંદશા નામનો વાણીઓ રહેતો હતો, તે વેપારમાં ઘણો કુશળ હતો, તેને એક ગુણસુંદરી નામની રતીની કાન્તીને ઝાંખી પાડે એવી સુંદર સ્ત્રી હતી. તે બંનેનું જોડું સુખમાં દીવસ નીર્ગમન કરતું, તેમને અન્યોઅન્ય ઘણી પ્રીતી હતી, સ્ત્રી ઘણી ભણેલી હતી, પોતાના સ્વામીપત્યે પોતાનો શું શું ધર્મ છે તે સઘળું પોતે જાણતી હતી. એટલે તેના પતિવ્રતમાં કોઈ પણ તરેહની અડચણ નડવાનો સંભવ નહોતો. એક વખતે શેઠ ટેકચંદશાહને કાંઇ પરગામ જવાની જરૂર પડી, ત્યારે તે પોતાની સ્ત્રીની ભર-

જુવાની તથા ખુબસુરતી જોઇ ભારે ફીકરમાં પડયો, અને તેને એકલી મુકી જતાં તેનાંમનમાં તરેહવાર વીચારનાં મોજાં ઉછળવા માંડયાં. તેથી તેણે પોતાની સ્ત્રી ગુણસુંદરીને બોલાવીને કહ્યું કે,—

મારા ઉપર ઉતાવળનો કાગળ આવ્યો છે, તેથી મારે ગામ જવું પડે છે. સ્ત્રી ચતુર હતી, તે તેમના મનની વૃતિ સમજી ગઇ. તેણે જાણ્યું કે મારો સ્વામી મારી તરૂણાવસ્થાની ફીકર કરે છે, તેથી તે બોલી કૃપાનાથ! સુખેથી જાઓ, ઇશ્વર મારી લાજ રાખશે. અને તમારા ઘરની કીર્તીને લાંછન લાગશે નહીં. પણ આપ જ્યાં હો ત્યાંથી કુશળતાનો પત્ર મોકલતા રહેજો જેથી મારા અધીરા જીવને નિરાંત વળે.

શેઠના ગયા પછી ગુણસુંદરી પોતે કદી ઘર બહાર નીકળી ન્હોતી બાર મહીના વીત્યા પછી તેણે વીચાર કર્યો કે, આજ પર્વણીનો દિવસ છે, માટે ગોરજીને જમવાનું કહી આવું. એવા વીચારથી પોતે અપાસરામાં ગઇ, અને ત્યાં એક ઘરડા ગોરજીને જમવાનું નોતરૂં દઇ પાછી આવી. ઘર આગળ પોતે રસોઇ તૈયાર કરી બેઠી છે, એટલામાં ગોરજી તો પોતે ન આવતાં પોતાના બેચાર ચેલામાંથી એકને જવાને હુકમ કર્યો, જમવા જનાર ચેલો જુવાન હતો, તે ગુણસુંદરીના ઘર આગળ જમવા આવ્યો. ગુણસુંદરીએ તેનો સત્કાર કરી એક પાટલા ઉપર બેસાડયો, અને સઘળી રસોઇ એક થાળીમાં પુરી તેને પીરસી, પણ તે ચેલાનું ચીત તે જમવાના વીવીધ પકવાનો તરફ નહી હતું. તેની આંખો તો ખુબસુરત ગુણસુંદરીની નાજુકાઇ ઉપર ઉલટી રહી, તેથી પોતાનું ભાન જાણે તે ભૂલી ગયો હોય એમ દીસવા લાગ્યું, ગુણસુંદરી ચેતી ગઇ કે મારી સામે આ ટશ ટશ જોઇ રહ્યો છે. તેથી આ પીટયાની નજર મારા ઉપર બગડી છે, અને હું ઘરની અંદર એકલી છું, તેથી રખેને મારી આબરૂનો ભંગ કરે! પછી તેણે હીમ્મતથી ગોરજીને કહ્યું કે મહારાજ! આમ બેબાકળા કેમ થઇ ગયા છો, અને જમતા

કેમ નથી? ગોરજીએ કહ્યું હે ચંદ્રમુખી ! તારી કાન્તી જોવાથીજ મારી ભૂખ શાન્ત થઇ છે. હવે મને જમવા ઉપર જરા પણ રૂચી નથી. મારી આંખો તારામાંજ ઠરી રહી છે, તેથી મને જમવાનું ગમતું નથી, મને આશા છે કે જે તેં મને મોહ ઉપજાવ્યો છે તેનું તું સાર્થક કરીશ, આં સાંભળી ગુણસુંદરીના પેટમાં મોટો ધ્રાસકો પડયો. તેના પગ થરથર ધ્રૂજવા લાગ્યા. ને શું કરવું તેની તેને સુજ પડી નહીં તેણે અનુમાન કર્યું કે આ એકાન્ત સ્થળે મુવો જો મારી લાજ લેશે, તો ઇશ્વર શિવાય મારૂં કોઇ સાહ્યકાર નથી, માટે આ વખતે તો જેમ તેમ કરી તેને સમજાવી વીદાય કરવો. એવા વીચારથી તે બોલી કે ઠીક છે, મહારાજ! એજ કેની! તમે રાત્રે બરાબર સાત વાગે અહીયાં આવજો. એટલે આપણે ગમ્મત કરીશું જુવો ! તમે તો સમજુ છો એટલે કાંઈ કહેવું પડે એમ નથી. હું ઘરમાં એકલી છું, અને ધોળો દહાડો છે, તેથી કોઇને વહેમ પડે ને ઘરની અંદર આવી ચઢે તો તમારી અને અમારી બેની આબરૂના કાંકરા થાય. માટે બેલાશક રાત્રે સાત વાગે આવશો તો આખી રાત આપણી છે, તેનાં અમૃત જેવાં વચનોથી ગોરજીનું પેટ જે જરા અધુરૂં રહ્યું હતું તે ભરાઈ ગયું ! તેના મનમાં ખુશીનો પાર રહ્યો નહી, અને ગાંડો ઘેલો થઇ ગયો ! !

ગુણસુંદરીએ તેને વીદાય કર્યો, અને પોતાના કમાડ વાસી વીચારવા લાગી કે હવે એ રોયો રાત્રે આવશે તો કેડો છોડશે નહી, અને જબરાઇથી મારૂં પતીવ્રત ભંગાવશે. પણ તેની પ્રથમથી એવી વેતરાણ કરી રાખું કે ફરીને એની ખો ભુલી જાય. એમ ધારી તે ગામમાં નગરશેઠ ધનવંતશાને ત્યાં ફરીયાદ કરવા ગઈ ધનવંતશા શેઠે વેગળેથી તેને જોતાં આદરમાન સાથે બોલાવી-આવો આવો ગુણસુંદરી વહુ ! તમે તો જણાતાં પણ નથી. હાલમાં ટેકચંદ શેઠ ગામ ગયા છે, તેથી જો કાંઇ જોઇતું કરતું હોય, તો અમને કહેવું, અને શરમાવું

નહી, આતો તમારૂં ઘર છે. એમ સમજજો, પણ મને નવાઈ લાગે છે કે કોઇ દીવસ નહી ને આજ અહીંયાં ક્યાંથી તમે ભુલાં પડયાં ! તે સાંભળી ગુણસુંદરીએ કહ્યું કે શેઠ મારે તો એક મોટું દુઃખ આવી પડયું છે. તેથી આપની પાસે વીનંતી કરવા આવી છું. એમ કહી પેલા ગોરજીના ચેલા દેવચંદજીની સઘળી વાત પ્રકાશ કરી.

તે સાંભળતાંજ શેઠ ધનવંતશાહના ડોળા તપી ગયા; અને બોલ્યા–જો સાલો લુચ્ચો ગોરજી થયો છે! હવે હું તેની વેતરણ કરૂં છું, તેની તમારે ફીકર રાખવી નહી (પછી થોડીવારે) પણ ગુણસુંદરી મારી તારા ઉપર મરજી છે. તારી ઉમરમાં એટલું તો સંભારણુ કરીશને? એમ કહી આંખના અણુસારા કરવા લાગો, ગુણસુંદરીએ જાણ્યું કે આતો ઘરનાં ઉંદરાં વનમાં ગયા અને વનમાં ઉઠી લાહ્ય, એવું થયું. પણ ફીકર નહિ, તેની પણ વલે કરીશ, ગુણસુંદરીએ શેઠ ધનવંતશાને આઠ વાગે આવવાનો વાયદો કરી રસ્તે પડી, અને ગામના કોટવાલ સુલેમાન પાસે જઇ જાહેર કર્યું કે હું આજરોજ ધનવંતશા પાસે ગઇ હતી, ત્યાં તેણે મારા ઉપર નજર બગાડી છે. માટે તે મારી આબરૂનો ભંગ ન કરે એવો બંદોબસ્ત કરવો જોઇએ, કોટવાળ સુલેમાન તો વાણીયણની કોમળતા જોઇને પોતે મોહી ગયો. અને તે બોલ્યો કે વાણીયણ્ એ શેઠને તો હું સારી રીતે શિક્ષા કરીશ. પણ હું કોટવાળની જો તું આજની રાત મરજી સાચવીશ તો, તને હું ઉપયોગી થઇ પડીશ. તે સાંભળી ગુણસુંદરીએ વિચાર્યું જે હું જ્યાં જ્યાં જાઉં છું. ત્યાં બકરૂં કાઢતાં ઉંટ પેસે છે; પણ હવે હિમ્મત હારવી નહિ, જે થાય તે જોયા કરવું તેણે કોટવાળ સુલેમાનને નવ વાગ્યાનો આવવાનો વાયદો કરી ત્યાંથી વીદાય થઇ.

કોટવાળનું ઠીકરૂં ફોડવા તેણે દીવાન અમૃતલાલ પાસે જવાનું ઠરાવ્યું. તે એમ નહોતી જાણતી કે કર્મનો કહાડયો દીવાન પણ

એવો હશે. પણુ તેને તો ફાંસ કાઢતાં કાઢતાં સાલ પેસવા માંડયા જ્યારે તે દીવાન **અમૃતલાલ** પાસે ગઇ. ત્યારે તેની ખુબસુરતી જોઇ દીવાન **અમૃતલાલ**ની નયત ચળી, તેથી તેને દીલાસો દેઇ **કોટવાળ સુલેમાન**ને યોગ્ય શીક્ષાએ પહોંચાડવા વચન આપીને બોલ્યો કે **ગુણ સુંદરી** શું તું મારૂં એક કામ નહી કરીશ? **ગુણસુંદરી** ચેતી ગઇ. કે દીવાન પણુ ખોટો પહોંચેલો દેખાય છે. તેણે તેને કહ્યું કે મારા સરખો શો હુકમ છે અમૃતલાલ દીવાને કહ્યું આજની રાત તું મારી મરજી સાચવીશ. ગુણસુંદરીએ કહ્યું ઠીક છે, તેને રાત્રે **દશ વાગ્યા**નો વાયદો કરી આગળ વધી. અને તેની ફરીયાદ કરવાને મનસુબે રાજદ્વારમાં ગઈ, રાજા સુરસિંહ ઝરૂખે બેઠો હતો તેણે તેને વીજળીની પેઠે ઝબુકતી આવતી જોઇ કે દરવાનને હુકમ કર્યો જે એ બાઇને અહિંયા ઉપર લેઇ આવો. દરવાન બાઇ પાસે આવ્યો. અને દરબારની હજુરમાં લેઇ ગયો. રાજાએ કહ્યું હે કમળવદની ! તેં અહીં પધારવાને કેમ પરીશ્રમ લીધો છે ! શુ તારા ચરણુ આવી કઠણ જમીનમાં ચાલવા લાયક છે? તે બોલી કૃપાનાથ ! આપને વીનંતી કરવા આવવાની જરૂર હોય તો પછી કેમ કરવું ? રાજા સુરસિંહ કહે, બોલ તારી શી વીનંતી છે ? હું તારી સઘળી મુરાદ હાંસલ કરીશ. તે બોલી, આજરોજ હું આપના **દીવાનજી અમૃતલાલ** પાસે કંઇ કામસર ગઇ હતી; તેમણે મારો પતીવ્રત તોડવાનો નિશ્ચય કર્યો છે. માટે એનો બંદોબસ્ત કરવો જોઇએ, કે તે સાંભળી રાજા સુરસિંહ ગુસ્સો કરી બોલ્યો કે જો તું કહે છે તે પ્રમાણે હોય તો મારે તે દીવાનનો ખપ નથી, હું તેની બરોબર તપાસ કરી યોગ્ય શીક્ષા આપીશ. પણુ મને આશા છે કે તું મારૂ વચન કબુલ કરીશ; અને એક રાત તારા પ્રેમનો રસ પાઇશ. **ગુણસુંદરીએ** જાણ્યું કે મને હાં પણુ દૈવે ફસાવી તો પણ હિમ્મત હારવીનહીં તેણે રાત્રે **અગીયાર વાગે** આવવાનો વાયદો કર્યો અને ઘર તરફ પાછી વળી.

ત્યાં આવતાં તેને એક વીચાર સુજી આવ્યો તેવીજ તેણે હિંમત પકડી તેનાં પોતાના ઓરડામાં એક મ્હોટો ખાનાવાળો કબાટ હતો, તે

બહારનાં ખંડમાં કહાડયો અને બીજે સઘળે સ્થળે તળાં દેઈ આગળના ખંડમાં બીછાના વગેરે પાથરી સજ થઈ બેઠી. થોડીવાર થઇને સાંજ પડી કે તેણે દીવો પ્રગટાવ્યો. એટલામાં સાત વાગ્યા કે પેલા ગોરાજીનાં ચેલા **દેવચંદજી**એ આવીને કમાડ ઠોક્યાં, **ગુણસુંદરી**એ તરતજ બારણું ઉઘાડયું, અને તેને અંદર લાવી. પલંગપર બેસાડયો અને પાનસોપારી વીગેરે આપ્યા. ગોરજી થોડીવાર પછી કામાતુર થયો, અને બોલ્યો કે **ગુણસુંદરી** કેમ છે ? ગુણસુંદરીએ કહ્યું મહારાજ એટલા ઉતાવળા કેમ થાઓ છો ? જરા ધીરા પડો. આખી રાત આપણી છે એમ વાતો કરે છે એટલામાં **આઠ વાગ્યા**, ને **ધનવંતશા શેઠ** આવ્યા, ને તેણે કમાડ ઠોકયું, તે સાંભળી ગોરજી ગભરાયો, અને બોલ્યો કે ગુણસુંદરી એ કોણ છે ? **ગુણસુંદરી** કહે એ તો **ધનવંતશા શેઠ** છે. ગોરજીએ કહ્યું, અરે ! તે અહિંયાં કયાંથી ! **ગુણસુંદરી** બોલી મહારાજ તેમને તો મારે ઘેર હમેશાં આવવાનો નીયમ છે ! તે સાંભળી ગોરજીનાં તો હાઝાંજ નરમ થઈ ગયાં. તેનું શરીર ધરૂજવા લાગ્યું અને જાણ્યું કે જો તે મને દેખશે, તો મારા ગુરૂને કહી મને વરણમાંથી કાહાડી નાખશે. તેથી દયામણે ચહેરે હાથ જોડીને બોલ્યો કે **ગુણસુંદરી** જો તું મને જીવાડવા ચાહતી હોય તો મને કયાંક સંતાડ, નહીં તો મને બચવાનો કાંઇ પણ આરો નથી ગુણસુંદરીએ કહ્યું મહારાજ તમે જુઓ છો કે મારો ધણી બધે તાળાં વાસી ગયો છે, અને કયાંય જગા નથી; તેમ છતાં એક આ કબાટ પડયો છે, એમાં પેસો તો સંતાડું. ગોરજીએ કહ્યું કબાટમાં તો કબાટમાં પણ ગમે ત્યાં સંતાડને. નહી તો હું દાંત દાબીને મરી જઇશ. તો તેની હત્યા તને લાગશે. પછી **ગુણસુંદરી**એ તેને પેલા કબાટનું એક ખાનું ઉઘાડી અંદર ઘાલ્યો. અને તાળું વાસી દીધું પછી કમાડ ઉઘાડી **ધનવંત** શેઠને ઘરની અંદર બોલાવ્યા, તેમને પણ પાનની બીડી આપી હસી ખુશીથી વાતો કરે

છે, એટલામાં એક કલાક વીતી ગયો, અને કોટવાળે આવીને કમાડ હડસેલ્યાં! શેઠ ભડકયા અને બોલ્યા ગુણસુંદરી જોને અત્યારે કમાડ કોણ ઠોકે છે, કોઇ આવ્યું છે કે શું? ગુણસુંદરી કહે હા, એ તો સુલેમાન કોટવાળ સાહેબ છે, તે રોજ આ વખતે આવે છે. વાણીએ જાણ્યું કે મારા તો ભોગ મળ્યા! મને જાણશે તો અહીંને અહીં કાટલું કાઢી નાખશે. એવા વીચારથી તેનું પોતીયું પલળી ગયું; અને હાથ જોડી ગુણસુંદરીને કરગરવા લાગ્યો કે હવે મને સંતાડ. ગુણસુંદરીએ કહ્યું શેઠ! તમે જુવો છો! તો ખરા. કે મારો ધણી સઘળે તાળાં વાસી ગયો છે. ફકત આ બહારનો ખંડ ઉઘાડો છે. હું તમને કયાં સંતાડું? જેમ જેમ વાર થતી ગઈ તેમ શેઠના મને બખુડાં લીધાં કર્યાં. શેઠે કહ્યું જો તું આ વખતે મને સંતાડીને ઉગારીશ તો હું તને ખુશ કરીશ. ગુણસુંદરીએ કહ્યું કે ફકત મારા ઘરમાં આ કબાટ છે, એની અંદર કહો તો ઘાલું, શેઠે તેં ઘણી ખુશીથી કબુલ કર્યું. એટલે બીજું ખાનું ઉઘાડી તેને અંદર પુર્યો, ને તાળુ વાસી દીધું. પછી તેણે કમાડ ઉઘાડી કોટવાળને અંદર બોલાવ્યો, અને પાનસોપારી આપી. દુધની ફેણ જેવી સફેત ચળકતી સજ્યા ઉપર બેસાડયો, કોટવાલ કહે પ્યારી! હવે કેટલીવાર છે? ગુણસુંદરી બોલી હજુ આવ્યા છો તો હમણાં. ને આવા અધીરા કેમ થઇ જાઓ છો? આ ઉપરથી તમે કોકશાસ્ત્ર કે નીતીશાસ્ત્ર શીખ્યા નથી. એમ સિદ્ધ થાય છે. બેસો આપણે વાતચીત કરીએ, પછી તે તો છેજ એમ રકજકમાં આશરે કલાકેક વીતી ગયો. એટલે દીવાન સાહેબે આવીને એનું બારણું ઠોકયું ને કહ્યું કે ઉઘાડો! કોટવાળ તો તેનો અવાજ સાંભળી એક બકરી જેવો થઈ ગયો. તેણે જાણ્યું કે આ સ્વર અમૃતલાલ દીવાનનોજ છે. પણ તેણે વધારે ખાત્રી કરવા પુછ્યું કે ગુણસુંદરી એ કોણ બોલે છે? ગુણસુંદરીએ કહ્યું કે એતો દીવાનજી સાહેબ છે. કોટવાળ બોલ્યો, અરે! હાય હાય! મારી

ક્યાં કમબખ્તી આવી કે હું આ પાપમાં પડયો. તું ખરેખર બોલી દે કે તે અત્યારે અહીં ક્યાંથી? ગુણસુંદરીએ કહ્યું તેમને તો દરરોજ અહીંઆ આવવાનો દસ્તુર છે, કોટવાળે પોતાને સંતાડવાને ઘણી આજીજી કરી, ત્યારે તેને પણ પેલા કબાટમાં એક ખાનાને હવાલે કર્યો, અને તાળું વાસી દીધું. પછી ઘણા હર્ષ થી દીવાનજી સાહેબને તેડી લાવી વીનોદ વાતો કરવા લાગી તેણે તેને મુખ મલકાવીને પાનની બીડી આપી, કે કામપ્રદીપ્તથયો, અને ગુણસું-દરીને આલીંગન દેવા ગયો. કે ગુણસુંદરીએ કહ્યું-આમ આવ્યા એટલામાં શું ગાંડા થઈ જાઓ છો? જરા ભાન રાખો! એમ કહી તેને પાનસોપારી વીગેરે આપી એક ઉંચી જાતનો શરાબ (દારૂ) પાયો, અને આડી અવળી વાતમાં એક કલાક કહાડી, નાંખ્યો એટલે રાજા સુર-સીંહ સોળે આયુદ્ધ બાંધી હાથમાં ઢાલ લેઇ કમાડ ઠોકી ઉભો રહ્યો. દીવાને કહ્યું એ કોણ છે? ગુણસુંદરીએ કહ્યું ધીરે બોલો, નહીં તો તમારૂં ને મારૂં બન્નેનું માઠું જુદું કરશે; એતો રાજા સુરસીંહ છે. આ વખતે દીવાનના મોઢાં ઉપરથી લોહી ઉડી ગયું. અને ફીકું ફસ થઇ ગયું તેણે સ્ત્રીને હાથ જોડીને કહ્યું કે તું હવે મને કાંઇ પણ રસ્તો બતાવીશ? નહીં તો મારૂં નક્કી મોત થશે. ગુણસુંદરીએ કહ્યું હું શો રસ્તો બતાવું જ્યાં રસ્તો છે ત્યાં રાજા ઉભો છે, દીવાન કહે મને તું ગમે ત્યાં સંતાડ ગુણસુંદરી બોલી અરે ભાઈ! એજ પંચાત છે. એઓ તો આખા ઘરમાં બધે તાળાં દઇ ગયા છે; કહો તો આ કબાટની અંદર આપને સંતાડું. દીવાન કહે કે "એમાં તો એમાં" પણ હવે વાર કર નહી. નહી તો મારૂં ને તારૂં બન્નેનું આવી બનશે, દીવાન અમૃ-તલાલે જ્યારે ઘણી આજીજી કરી ત્યારે તેને પણ પેલા કબાટના એક ખાનામાં ઘાલ્યો અને તાળું બંધ કરી કમાડ ઉઘાડી રાજાને હસતી હસતી પોતાના ઘરમાં લાવી. અને પલંગપર બેસાડી તેની સામે બાજી સોગટાં રમવા લાગી. તે ચતુર સ્ત્રીએ મનમાં ક્યાસ કર્યો કે ત્રણેજ જણને તો પેટીની અંદર ઘાલ્યા છે, પણ આનું શું કરીશું? પછી તે

રાજાને કહેવા લાગી કે આપ જરા બેસો હું નીચે જઇ આવું. એમ કરી તે તરત હેઠળ જઇ બે કાગળ જુદા જુદા હરફથી લખી રાખ્યા હતાં, તેમાં જાણે એક પોતાના ધણીના હાથનો ખુશીનો અને બીજો કોઇ બીજાના હાથનો પોતાના ધણીની અશુભતાનો લખાયલો, તે ધીમે રહી બારણું ઉઘાડી પોતાના પડોશમાં એક ડોસી રહેતી રતી તેની પાસે પેલા કાગળ આપી કહ્યું કે મા આ એક કાગળ અશુભનો અને બીજો શુભ નો છે તેમાંથી આશરે પા કલાક પછી મારા ઘરમાં અશુભનો કાગળ પેલાં આપી જજો. અને જ્યારે સ્મશાનમાં ચિતા ખડકાવીને હું બેસું ત્યારે એ શુભનો આપી જજો. એમ સમજાવી રાજા પાસે આવી ને થોડીવાર થઈ કે ડોશીએ કમાડ ખુબ ઠોકયાં, ને કહ્યું કે **ગુણસુંદરી** લે આ તારો કાગળ છે. તું બપોરની કયાં ગઈ હતી, હું તો બે ચાર ધકકા ખાઈ ગઇ, પણ તું મળી નહીં. એવા શા કામમાં ફરે છે? **ગુણસુંદરી** જેવી બારણું ઉઘાડવા ગઇ કે રાજાએ કહ્યું જે મને સંતાડ નહીં તો મારી આબરૂ જશે. ને મરવું પડશે ગુણસુંદરીએ તેને તરતજ પેલા ખાલી રહેલા પાંચમાં ખાનામાં ઘાલી દીધો. અને તાળું વાસી દઇ કાગળ અંદર લાવી, ઉપર જોવા લાગી તો મેલો દીઠો. તેથી તે રડવા લાગી કે હાય! હાય! આ કોની ખોટી ખબરનો કાગળ હશે? એમ કહી ઉકેલીને વાંચ્યો તો માંહીથી નીકળ્યું કે ફલાણે દીવસે **ટેકચંદશેઠ** દેવલોક પામ્યા છે! એ શબ્દ વાંચતાંજ તેણે મોટી કીકીયારી પાડી, અને છાજીયાં લઇ ગ્હોં વાળ્યું. તે સાંભળી આસપાસથી મહોલ્લાના લોક ભરાઇ ગયા, અને કહેવા લાગ્યા કે હાય! હાય! બીચારી ગુણસુંદરીનો વર મરી ગયો! તે બીચારી બાળરાંડ થઇ! કેટલાએક કહેવા લાગ્યા કે અરે! બીચારીને એક છોકરૂં હોત તો પણ સારૂ! હવે તે ગરીબ અબળાના દીવસ કેમ જશે? તેની કેટલીએક બહેનપણીયો કહેવા લાગી જે અરે! હવેથી તેની કાળ જેવી રાત કેમ ખુટશે? એમ અસરપરસ લોકો વાતો કરે છે. અને ટોળે ટોળાં ભરાઇ તેના ઉપર દયાની નજરથી જુવે છે.

ધીરે ધીરે તેના સગાઓને અને નાતવાળાઓને ખબર થઈ તેઓ પણ ફુકવા મુકતા આવ્યા ગુણસુંદરીએ પોતે પણ સત ચડાવ્યું. અને કહ્યું કે મારે તો હવે મારા ધણીની પાઘડી લેઇ બળી મરવું છે, તે સાંભળી લોકો જય અંબે, જય અંબે. કરવા લાગ્યા. કેટલાએક તો તેને વારવા લાગ્યા, તેમને તમામને પોતાની નજર આગળથી કહાડી મેલ્યા, તેણે એવો તો વેશ ભજાવ્યો કે કોઈના મનમાં જુઠું જરાપણ માનવામાં આવે નહિ, જે કોઇ તેને વારવા આવતું, તેને તે કહેતી કે હવે મારે જીવીને શું કરવું છે! મારા સુખનો સમુદ્ર જ્યારે એકદમ સુકાઇ ગયો, ત્યારે મારે જીવીને શું સુખ ભોગવવાનું બાકી છે? હું તો **સતી** થઇ સ્વર્ગમાં મારા વિયોગી ધણીને મળીશ. પછી તેણે પોતાનું ઘર પોતાની નાતને કૃષ્ણાર્પણમાં આપી દીધું, અને લોકોને પેલા કબાટ તરફ આંગળી કરી કહ્યું કે એમાં મારાં સારાં સારાં આભૂષણો અને વસ્ત્રો છે તેને પણ સ્મશાનમાં લો. સ્મશાનમાં ચિત્તા ખડકાવી અંદર બેસી બોલી કે મારી પછાડી આ કબાટને પણ ચિત્તામાં હોમજો!

તે સાંભળી અંદર બેઠેલા પાંચેના જીવ ઉડી ગયા. અને ઇશ્વર સ્મરણ કરવા લાગ્યા. તેમણે નક્કી ધાર્યું કે હવે આપણે જીવીયે તેમ નથી. ગુણસુંદરીએ તો તે કબાટ મુકવાનો વિચાર કર્યો, પણ તેને વીચાર આવ્યો કે બીજાઓને તો મારે પાપ નથી, પણ રાજા હજારોનો પાળક તેને મારવો એ કામ ઘટિત નહિ. પછી પોતે પલાંઠીવાળી ચીત્તામાં બેઠી, અને તેને સળગાવવાની આજ્ઞા કરે છે, તેવામાં પેલી ડોસી દોડતી ધાતી આવી, પેલો શુભ સમાચારનો કાગળ તેના હાથમાં આપ્યો કે તે ખુશી આનંદમાં છે! તે કાગળ સતીએ લઇ વાંચ્યો ને બોલી કે આતો ટેકચંદશેઠનાં હાથનોજ કાગળ છે. અને તેઓ આનંદમાં છે. તે સાંભળી સઘળા લોકોને હર્ષ થયો, અને ગુણસુંદરીએબળવાનું બંધ કર્યું. સૌ લોકો પોતપોતાને ઘેર વેરાઇ ગયા. ગુણસુંદરીએ કહ્યું કે હવે મેં જે ઘર કૃષ્ણાર્પણ કર્યું છે તેમાં તો હું રહેવાની નહી, માટે હું તો મારા ધણીની પાસે જઈશ અને આ મારો કબાટ દરબારને સ્વાધીન કરીશ. એમ કહી પેલો કબાટ દરબારમાં મુકવા ચાલી; દરબારમાં જઇને પુછયું કે રાજા

સુરસિંહ ક્યાં છે? તે વખતે દરબારમાં ફકત ગુણસુંદરી અને રાણી **મણીગૌરી** સીવાય કોઇ હતું નહિ,-રાણીએ કહ્યું કોણ જાણે રાતનાં ગયા છે. તે આવ્યા નથી, ગુણસુંદરીએ કહ્યું બાઇસાહેબ! રાજાજી કાંઇરિમણે તો ચઢયા નથી? રાણીએ કહ્યું-એમ કદી બને નહિ. એ રાજાઓ જુદા, માટે આજ પછી કોઇ દીવસ મુખમાંથી એવો શુકન કહાડીશ નહીં, ગુણસુંદરીએ કહ્યું-કદી એમ હોય, તો પછી તમારે શું કરવું? રાણીએ કહ્યું, એમ હોયજ ક્યાંથી? જો એમ હોય તો બીજા જેવી હું નહીં કે શાંખી રહું. રાણી **મણીગૌરી**ની બડાઇઓની વાતો સાંભળી ગુણસુંદરીએ રાજાવાળું ખાનું ઉઘાડી તેને બહાર કહાડયો. તેને રાણી **મણીગૌરી**એ હદથી જાદે ઠપકો દીધો, રાજાસુરસિંહ તેને એક પણ ઉત્તર આપી શકયો નહી. પછી ગુણસુંદરીએ રાજા સુરસિંહને કહ્યું કે વારૂ તમે એવા, પણ તમારા **દીવાન** પણ એવાજ કે? રાજા બોલ્યો-એ તો હું ફસાયો પણ મારો **દીવાન અમૃતલાલ** ઘણો ડાહ્યો ને વીદ્વાન છે, તે એવો હોયજ નહી, જો તેમ મારા જાણવામાં આવે તો તેને તરત શીક્ષા કરૂં. તેજ વખતે બીજું ખાનું ઉઘાડી **દીવાન**ને કહાડયો. તે પણ સ્તબ્ધ થઇ ગયો. રાજા આજદીન સુધી દીવાનને ઘણો નીતીવાન અને ઠરેલ માણસ સમજતો; તેના કળવામાં દીવાનનું સઘળું પોગળ આવી ગયું. તેથી તેને **દશહજાર** રૂપૈયાનો દંડ કરી તેમાંથી પાંચ હજાર દરબાર ખાતે રાખી. પાંચ હજાર ગુણસુંદરીને આપ્યા, ગુણસુંદરીએ કહ્યુ કે તમારા તો દીવાન એવા અને **કોટવાલ** પણ એવાજ છે! રાજાએ કહ્યું કદાપી તેમ હોય નહિ, મારો **કોટવાળ સુલેમાન** ઘણો દાનો છે, તે એવા તુચ્છ કામમાં ફસેજ નહિ. તે સાંભળી લાગલુંજ ખાનું ઉઘાડી **કોટવાળ** ભાઇને પણ બહાર કાઢયા, જુવો રાજાજી આ કોણ છે? રાજાએ તેને પણ **પાંચહજાર** દંડ કરી અડધા ગુણસુંદરીને આપ્યા. ગુણસુંદરીએ પુછયું હવે નગરશેઠ ક્યાં હશે. રાજા કહે કે **નગરશેઠ**-ધર્મનો અવતાર છે, એવું રાજાનું

બોલવું થયું કે તેને પણ ખાનાની અંદરથી કહાડયો. એટલે તેને પણ બે હજાર દંડ કર્યો, અને અડધા પવિત્ર ગુણસુંદરીને સ્વાધીન કર્યા, આખરે ગોરજીને કહાડયો ત્યારે તેના ઉપર રાજા ઘણો ગુસ્સો કરી બોલ્યો કે અમે તો સંસારી છીએ, તે વખતે ભુલીએ પણ તમે સંસાર ત્યાગ કરવાનો ઢોંગ બતાવી આવાં કામ કેમ કરો છો. તેથી તમને જે શિક્ષા થાય તે થોડી છે એમ કહી તેનું અપમાન કરી કાઢી મુકયો. પછી ગુણસુંદરી પેલા રૂપીયા લેઇ **રાણીમણીગોરી**ની રજા માંગી પોતાનો ધણી હતો ત્યાં જઇને રહી.

---

ગુણવંતીએ ઉપલી વાર્તા પુરી કરી તેને બીજે દીવશે **કંચન નગરથી રતનચંદ** શેઠ કુશળ ક્ષેમ આવિ પહોંચ્યા,—

ગુણગુવંતીના હર્ષનો પાર રહ્યો નહિ. "**વનીતાને વહાલી વાત**" એ કહેવતનાં ચતુરાઇ ભર્યા ચમત્કારે **રૂપવંતી**નો ધર્મ સચવાયો. શેઠનાં કુળની કીર્તી જળવાઈ, અને પોતાનું નિમકહલાલીપણું જળવાયું!

શેઠે આવી કુશળ સમાચાર પુછયાં. સઘળે આનંદ આનંદ થઇ રહ્યો ગુણવંતીએ **રૂપવંતી**નાં અવગુણને પ્રકાશમાં ન લાવતાં તે વાતપર ઢાંકપીછોડો કરી **રૂપવંતી**નાં પતીધર્મની પ્રસંશા કરી.

**રૂપવંતી**ની ભૃષ્ટ થયલી મતી કયારની એ સુધારાપર આવી હતી. પાપમાં પવૃત થયલી "**લલનાની લીલા**" ઓની વાતો સાંભળી એ પાપપુંજથી પોતે બચવા પ્રભુપ્રાર્થના કરતી હતી, જેથી તેનું અંતકરણ શુદ્ધ-ગંગાના નીર સમું થઇ ગયું હતું. જો કે ગુણવંતી ડોસીએ પોતાની એબ-એક અપવાદરૂપે પણ ન ખોલતાં શેઠ ને કાને તે વાત પર ઢાંક પીછોડો કરી પોતાની પ્રંશશા કરી હતી. છતાંએ-એ રહસ્ય **રૂપવંતી**ના અંતકરણને કોરી રહયું હતું.

એકાંત મળતાંજ પોતાના મનોવિકારની યથાસ્થીત વાત **રૂપસુંદરી** એ **રતનચંદ** શેઠને કહિ. છેવટે ગુણવંતીની ચતુરાઇથી પોતાનો ધર્મ સચવાયલો જણાવી પોતાની ભુલની ક્ષમા યાચી અંતે પતિપત્ની આનંદમાં દીવશ નિર્ગમન કરવા લાગ્યાં.

# સમાપ્ત.

